મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીની કોમળ અને
કઠોર કલમે કંડારાતું માસિક

# 'મુક્તિદૂત'

: સંપાદક :
હસમુખ સી. શાહ

**નકલ : ૧૪૫૦૦**

**લવાજમ : વાર્ષિક રૂ. ૫-૦૦**

મુક્તિદૂતનું વર્ષ જૂલાઈથી શરૂ થાય છે.
ચાલુ વર્ષમાં થતાં ગ્રાહકોને જૂના અંકો સ્ટોકમાં હશે તે અપાશે.

**રૂ. ૧૦૦ ભરીને આજીવન સભ્ય બનો,
કાયમ માટે માસિક ભેટ મળશે.**

-: લવાજમ ભરવાનું સ્થળ :-
" કમલ પ્રકાશન ટ્રસ્ટ "
૫૦૮૨/૩, બીજે માળે, રતનપોળ નાકા, યાજ્ઞિક ઈન્સ્ટીટયુટ સામે,
ગાંધીરોડ, અમદાવાદ-૩૮૦૦૦૧ PHONE 30081

---

**૧૧ હજાર બંધુઓને કાયમ માટે
કશાય લવાજમ વિના મોકલાતા**

## 卐 મુક્તિદૂતને આપો સહકાર 卐

આપ સહુના આર્થિક સહકાર ઉપર જ આ માસિક હરણફાળે આગેકૂચ કરી રહ્યું છે. કમલ પ્રકાશન એ પબ્લિક ટ્રસ્ટ છે. દાનની રકમ ઈન્કમટેક્ષમાં મજરે મળે છે. "કમલ પ્રકાશન ટ્રસ્ટ"ના નામનો ચેક કે ડ્રાફ્ટ આજે જ કાર્યાલય ઉપર મોકલીને અમુલ્ય સહકાર આપો.

**આપના કોઈપણ પ્રસંગમાં મુક્તિદૂતને ભૂલશો નહિ**



પ્રકાશક :
કમલ પ્રકાશન ટ્રસ્ટ :
૫૦૮૨/૩ બીજે માળે, રતનપોળના નાકે,
યાજ્ઞિક ઈન્સ્ટીટયૂટ સામે,
ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦૦૦૧
ફોન ૩૦૦૮૧

●

લેખક પરિચય :
સિદ્ધાંતમહોદધિ, સચ્ચારિત્રચૂડામણિ
સ્વ. પૂજ્યપાદ આ. ભગવન્ત શ્રીમદ્વિજય
પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબના વિનેય
મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

●

પ્રથમ સંસ્કરણ : નકલ ૧૨૫૦
વિ. સં. ૨૦૩૧, સંવત્સરી પર્વ
તા. ૯-૯-'૭૫ વીર સં. ૨૫૦૧


●

મુદ્રક :
કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય, રતનપોળ
અમદાવાદ-૧



વિશ્વના સર્વ જીવોને જેણે પોતાના હૈયે સમાવી દીધા હોય એ ત્રિલોકગુરુ તીર્થંકરદેવનું શાસન કોના હૈયે જઈ વસ્યું ન હોય ? શ્વાસે શ્વાસે એ પ્રભુશાસનનો ઉપકાર રગડાતો હોય તો તેમાં શી નવાઈ?

એટલેસ્તો...જ્યારે જ્યારે આ ધર્મશાસન ઉપર નાનું કે મોટું કોઈ અડપલું કે આક્રમણ થયું અને ન જાણે કેટલાય બત્રીસ લક્ષણાઓએ રક્ષાના જંગમાં જંપલાવી દીધું. જાનની બાજી લગાવી પરમ-પિતાના પુણ્યવંતા શાસનના એ શહીદો બની ગયા. એમની શહાદતની ગાથાઓ અમર અક્ષરોએ કંડારાઈ ગઈ.

વંદન, વંદન તે શાસન-શહીદોને !

પણ...રડી ઊઠતાં અંતરે જણાવું છું કે આ કાળ જેટલો શહીદોનો જણાતો નથી તેટલો જયચંદોનો દેખાય છે. ઘરમાં જ પાકયા છે; હૈયા ફૂટયા; શાસનદ્રોહીઓ.

જમાનાવાદની દિવાલની ઓથ લઈને એમણે પોતાની ભોગ-રસની ખીચડી પકાવી છે અને યોગીઓના શાસનના આ કિલ્લાને બંદુકની અણી તાકી છે.

ના...આવા જયચંદો સેંકડો નથી; હજારો છે.

ભલે...હજારોને બદલે કદાચ લાખો હોય તો ય ભલે. સંખ્યા બળની આ શાસનમાં કોઈ ગણતરી નથી.

ગીરના વનમાં ટોળા ભટકે છે ગાડરોના કે શિયાળોના...પણ તેથી એકલવીર બનીને ફરતો વનરાજ શું ઓદો સાબિત થાય છે ?

ચાલો, શૂરા શાસનસુભટો ! કર્તવ્યની હાકલ પડી છે...ઊઠો... ઝુકાવો શાસનરક્ષાના જંગમાં !

આપણે થોડાક પણ ઝાઝા છીએ. આ પુસ્તકને સાદ્યંત વાંચજો; એનું મનન કરજો. સમ્યગ્દર્શન સાથે અનિવાર્યપણે સંકળાએલી ખુમારી તમને આમાંથી જરૂરી મળી રહેશે.

સંઘર્ષ: આપણો શ્વાસ.

વિજય: આપણો ઉચ્છ્વાસ.

નવા ડીસા — લિ.

વિ. સં. ૨૦૩૧ આ. સુ. ૫ મ — ગુરુપાદપદ્મરેણુ

તા. ૧૧-૮-૭૫. વીર સંવત ૨૫૦૧ — મુનિ ચન્દ્રશેખરવિજય

અનુક્રમ



કમલ પ્રકાશન ટ્રસ્ટ અંગેની તમામ માહિતિ મેળવવા માટે આ પુસ્તકના છેડે આપેલું ટ્રસ્ટી મંડળનું નિવેદન નજરમાં લેવા નમ્ર વિનંતિ છે. ... ...

ગૃહસ્થ સ્ત્રી-પુરુષોના ફોટાની યોજના હવે બંધ કરવામાં આવી છે. ... ...

—ટ્રસ્ટી મંડળ



પુણ્યવંતા મહાવિદેહક્ષેત્રના તપઃસ્વાધ્યાયનિરત, મહાસંયમી
મુનિવરોના સાર્થમાંથી, ન જાણે, ભૂલા પડીને વિખૂટા
પડેલા આ ભરતક્ષેત્રમાં આવી ચડેલા આ છે :-
સિધ્ધાન્તમહોદધિ; સુવિશુધ્ધસંયમમૂર્ત્તિ, વાત્સલ્યમહોદધિ,
કર્મશાસ્ત્રનિપુણમતિ, સ્વ. આચાર્ય ભગવંત

**શ્રીમદ્ પ્રેમસૂરીશ્વરજી મહારાજા સાહેબ**

અગણિત ઉપકારોના ઋણભાર નીચે દબાએલા-અમારા
આપના ચરણોમાં કોટાનકોટિ વંદન....

લિ પ્રતાપરાય તથા પ્રવિણકુમાર દલીચંદ તથા
અ સૌ. મધુકાન્તા પ્રતાપરાય તથા હસુમતિ પ્રવિણકુમાર

# જયવંતુ જિનશાસન

## [૧]

કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવંત શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા સાહેબે વીતરાગસ્તોત્રમાં તીર્થંકર પરમાત્માનું, સિદ્ધભગવંતોનું અને મુનિભગવંતોનું તો શરણ સ્વીકાર્યું; પરંતુ તીર્થંકરદેવે સ્થાપેલા શાસનનું પણ શરણ સ્વીકાર્યું.

જેટલા શરણ્ય તીર્થંકરદેવ એટલું જ શરણ્ય એમનું શાસન. તીર્થંકરદેવો પણ આ શાસનને (તીર્થને) નમસ્કાર કરીને જ સમવસરણમાં દેશના આપે છે કેમકે એમની ઉપર પણ એ જ ધર્મશાસનનો ઉપકાર થયો છે.

જો આ 'શાસન' અમને ન મળ્યું હોત તો? "તો...અમે અનાથ બનીને વિષય-કષાયના અંધકારમાં જ્યાં ને ત્યાં અથડાતા-કૂટાતા હોત; દુર્ગતિઓમાં જ આંટા-ફેરા મારતા હોત." એમ સૂરિપુરંદર આચાર્ય ભગવંત શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કહ્યું છે.

ક્યાં ક્યાં ઉપકાર નથી પહોંચ્યો સર્વકલ્યાણકર જિનશાસનનો? હરિબળ જેવા માછીમારને ય પહેલી પકડાએલી માછલીને છોડી મૂકવાની પ્રતિજ્ઞા દેવડાવીને એનું ય કલ્યાણ કર્યું.

ઘોર પાપી અર્જુનમાળીનો એણે ઉદ્ધાર કર્યો. રોહિણીઆ ચોરને એણે બચાવ્યો. ડાકુ દૃઢપ્રહારીને તેજ ભવે મોક્ષ એણે અપાવ્યો.

નર્ત્તકીના મોહપાશમાં ફસાયેલા શ્રેષ્ઠીપુત્ર ઇલાચીકુમારને એણે બચાવી લઇને; વાંસ ઉપર જ કૈવલ્યદશાની ભેટ કરી દીધી.

સુભીમાના ખૂની ચિલાતીપુત્રને ઘોર પશ્ચાત્તાપ ન કરાવીને મુક્તિપંથનો અંત એણે જ બતાવ્યો.

દુર્વાસાના અવતાર જેવા-અતિક્રોધી ચંડરુદ્રાચાર્યને વીતરાગ-દશા એણે બક્ષી.

રૂપકોષા ગણિકાના તનબદનમાં જ પોતાના સ્વર્ગ અને મોક્ષને જોતાં કામાંધ સ્થૂલભદ્રને અકામ અણગાર એણે જ બનાવ્યા.

ગર્વથી ધમધમી ઉઠેલા બાહુબલિજીની મૂઠી ભરત ઉપરથી ફેર-વાવી લઈને પોતાના જ માથે મુકાવનાર એ જ શાસન! લોચ કરાવીને સમરાંગણને સમતાંગણ બનાવનાર એ જ શાસન! અગાર મટાડીને અણગાર બનાવી દેનાર પણ એ જ શાસન!

ગોશાલક જેવા મહાપાપીને માટે ય મુક્તિની મંગળમાળા નક્કી કરી આપનાર એ જ ધર્મશાસન છે.

ઇન્દ્રભૂતિના અરમાન એણે ઉતાર્યા. સિદ્ધસેનના જ્ઞાનમદને એણે ઓગાળી નાંખ્યો.

ક્યાં ક્યાં નથી પહોંચ્યું આ ધર્મશાસન! લગ્નની પહેલી જ રાત્રિથી સંયોગવશાત્ આજીવન બ્રહ્મચારી બની જતાં દંપતી-વિજય અને વિજયા-ને અખૂટ બ્રહ્મ-બળ પૂરું પાડયું; આ જ જિન-શાસને! અને ભગવાન્ નેમનાથજીએ પેલી રાજુલને ચોરીમાં હાથ ઉપર હાથ ન આપ્યો તો ;દીક્ષા સમયે મસ્તક ઉપર હાથ લેવડાવીને રાજુલનો વિજયવાવટો ફરકાવ્યો; આ જ શાસને.

પિતાએ એના નસીબમાં કોઢીઓ પતિ ફટકાર્યો તો ય હસ્તે મોંએ એનો હાથ પકડી લેવા સજ્જ બની ગએલી મયણાની ખુમારી આ જ શાસનની દેણગી હતી.

કામાંધ જેઠ દ્વારા મરણતોલ રીતે ઘાયલ થયેલા પતિને કઠણ હૈયું કરીને સુંદર ધર્મ કરાવીને સદ્ગતિમાં મોકલી મહાસતી મદનરેખા આ જ જિનશાસનનું ફરજંદ હતી.

મહાસુશીઅતે મેળવેલા દેવકુમાર જેવા બત્રીસ પુત્રોને યુદ્ધમાં એકી સાથે ખોઇ નાંખવા છતાં માતા સુલસાના અંતરે અદીનતાનો ધ્વજ ફરકાવતું આ જ શાસન હતું.

રામચંદ્રજી દ્વારા સતીશિરોમણી સીતાને એકાકિની વનમાં મુકાવી દેવા છતાં; ધર્મનું શરણ સ્વીકારીને માત્ર પોતાના દુષ્કર્મોને દોષ દેવાની અનોખી કળા આ શાસને જ એને શીખવી હતી.

૨૨–૨૨ વર્ષ સુધી ત્યક્તાની સ્થિતિમાં રહેલી અંજનાસુંદરીને આર્ત્તધ્યાનની ભયંકર આંધીમાંથી ઉગારી લઈને કલ્યાણપંથે ચડાવી દેનાર પણ આ જ પ્રભુશાસન.

રે! દુષ્ટોને એણે ઉગાર્યાં!

અબળાને એણે સાચા અર્થમાં સબળા બનાવી! એ તો ઠીક પણ પશુઓનેય આ શાસને તારક–પંથની વાટ ચીંધી! મગધરાજ શ્રેણિકના પગ તળે કચડાએલા દેડકાને એણે દેવ બનાવ્યો.

તીર્થંકરદેવ ભગવાન્ મુનિસુવ્રતસ્વામીજીને નિમિત્ત બનાવીને ઘોડાને એણે તાર્યો.

ચંડકોશીઆ નાગનું કલ્યાણ એણે કર્યું. ગરૂડરાજ (જટાયુ)ને દેશવિરતિધર્મ પણ એણે આપ્યો.

રે! ઉદેપુરના મહારાજાના પ્રાણપ્યારા સિંહને પંદર દીમાં જ માંસ છોડાવીને દૂધપાક પીતો એણે કરી દીધો!

અહો! સૌથી નોખું અને સાવ અનોખું, કેવું અદ્ભુત છે; તીર્થંકરદેવોનું ધર્મશાસન.

કંદમૂળમાં રહેલા અનંતજીવોની રક્ષા કરવાનું પણ એ કરે.

માનવ–માનવને જ ચાહવાની સ્વાર્થભરી વાતો એ કદી ન કરે;

એ તો જીવમાત્રના હિતની જ વાત કરે. મામકા અને પરાયાના ભેદ એ ભુલાવે.

'જીવો અને જીવવા દો' ના લૌકિક સૂત્રથી પણ આગળ વધીને "મરીને પણ જીવવા દો" ના અલૌકિક પાઠ એ ભણાવે.

કોઇની મનથી પણ હિંસા કર્યા વિના જીવન જીવવાની કળા સર્વવિરતિ ધર્મનો પંથ બતાડીને એ જ શીખવે. આલોક પરલોકના પૌદ્ગલિક સુખોની જીવલેણ ભૂરકીમાંથી ઉગારી લઈ ને પરમલોકના અનંત સુખના ગીત સુણાવીને જીવનની બધી ગતિ–વિધિઓને એ જ પલટી શકે.

આથી જ કેટલાય બાળને એણે અબાળ બનાવી દીધા !

કેટલીક કુમારિકાઓને મોહરાજના સંગ્રામની શૂરવીર–રજપૂતાણી બનાવી દીધી !

ભોગપંથે ડગ માગતી કેટલીય નમણી નવોઢાઓને સંસારનો ભોગરસ ઓકાવી દઈને વિરતિધર્મની યોગિની બનાવી દીધી.

એણે સહુને તાર્યા...ગરીબોને અને અમીરોને; વાંઢાઓને અને કોઈ કામીનીના કંતોને; વિધવાઓને અને વિધુરોને; કામીઓને અને ક્રોધીઓને; માનવોને અને દાનવોને; દેવોને અને દેવેન્દ્રોને ! પાપીઓને અને ઘાતકીઓને.

અનંતકાળથી એકધારી રીતે; એક યા બીજા ક્ષેત્રમાં આ ધર્મ શાસને અગણિત ઉપકારોની એકધારી પરંપરા ચલાવી છે.

એથી જ એ સદા જયવંતુ બની રહ્યું છે. એની સ્વયંભૂ વિરાટ શક્તિથી એ આજે ય મેરુની જેમ અપ્રકમ્પ બનીને ઊભું છે.

સચરાચર સૃષ્ટિના ધારક–તારક એ ધર્મશાસનને લાખ લાખ વંદન ! જીવમાત્રના યોગ અને ક્ષેમના કારક એ જિનશાન અમારું સહુનું કલ્યાણ કરો.

દુઃખિતો અને પાપીઓનું પણ ઉદ્ધારક એ યોગશાસન સર્વત્ર જયવંતુ વર્તો.

●

# જિનશાસનના અંતરંગ શત્રુઓ

[૨]

જેની ઉપર કાળની અસર છે તે તમામ પદાર્થો તડકા-છાંયડાંની અસર નીચે અવારનવાર આવે તે સહજ છે,

વર્તમાન જિનશાસન પાંચમા આરાના અંત સમય સુધી નાનકડા ક્ષેત્રમાં પણ જીવંત રહેવાનું છે એટલે એના અસ્તિત્વનો કાળ ૨૧ હજાર વર્ષનો ગણાય છે. પરંતુ આ અવસર્પિણી કાળ ચાલે છે એટલે ઉત્તરોત્તર ધર્મના વિષયમાં હ્રાસ થતો જાય એ આશ્ચર્યજનક બાબત ન ગણાય. એક માન્યતા પ્રમાણે ૨૧ હજાર વર્ષના આ કાળમાં ૨૧ વખત એનો ઉદયકાળ આવવાનો; જેમાંના ત્રણ ઉદય પસાર થઇ ગયા; હવે ચોથો ઉદયકાળ આવશે.

અવસર્પિણી તો અનંતી આવી અને ગઈ, એના કરતાં ય આ અવસર્પિણી વધુ ઉગ્રતાથી વિનાશ વેરનારી હોવાના કારણે એને પૂર્વના પુરૂષોએ હુંડા અવસર્પિણી કહી છે.

વળી વીર નિર્વાણ સમયે બેઠેલા ભસ્મગ્રહના બધું મળીને થતાં ૨૫૦૦ વર્ષ લૌકિક ગણિત મુજબ પણ હમણાં જ પૂરાં થયાં. એટલે વિનાશ અને અભ્યુદયની વચ્ચેનો સંક્રાન્તિ કાળ હાલ પસાર થઇ રહ્યો છે એમ કહી શકાય.

આમ હુંડા અવસર્પિણી; ત્રીજા ઉદય પછીનો અને ચોથા ઉદયની પૂર્વેનો અનુદયકાળ તથા ૨૫૦૦ વર્ષ પૂરા થતાં—સંક્રાંતિ કાળ...આ ત્રણે ય વાતોને નજર લાવતાં એવું વિધાન કરવાનું મન થઈ જાય છે કે જયવંતા જિનશાસનને માટે વર્ત્તમાન પળ અત્યંત ગંભીર કક્ષાની હોઈ શકે. બેશક; આ સમય પછી અભ્યુદયની આશા રાખી શકાય. પરંતુ તેમ છતાં અત્યારે તેના અભ્યુદયકાળની વાત અત્યંત અશોભનીય અને અનુચિત લાગે. સર્વનાશની આંધીમાં સપડાએલા જિનશાસનના અભ્યુદયની આગાહી કરનાર માણસ સાચો હોવા છતાં હાંસીને પાત્ર જ બને.

ખૂબ જ ઉંડાણથી વર્ત્તમાન પરિસ્થિતિનો ખ્યાલ કરવામાં આવે તો જ આ વાત સમજાય તેવી છે. જેઓ પોતાની ભૌતિક લાગણીઓને પંપાળતી કેટલીક ધર્મક્રિયાઓમાં જ એકાંતે અટવાયા છે તેઓને આ વાત કદી સમજાશે નહિ; અને તેવાઓ માટે આ વાત છે પણ નહિ.

પરંતુ જેઓ સૂક્ષ્મદર્શી બનીને પૂર્વગ્રહોની પીડાથી સંપૂર્ણપણે મુક્ત થઈ કાંઇક પણ ગંભીરપણે વિચારવા માંગતા હોય તેમની સાથે જ આવી વાતો કરવાથી કોઈક અર્થ સરે તેમ છે; આ આંધીના પ્રતિકારનો કોઇક ઉપાય શોધી શકાય તેમ છે.

સર્વનાશી આ આંધીનું ઉદ્‌ગમસ્થાન જેટલું બહાર છે; યુનેસ્કોમાં કે દેશી-અંગ્રેજોમાં છે; તેનાથી ઘણું વિશેષ તો ઘરમાં જ છે. આપણે અહીં ઘરના જ વિનાશક તત્વોનો વિચાર કરીશું.

### [૧] રોગનો રોગ તરીકે અસ્વીકાર :

જ્યાં સુધી રોગીને પોતાને પોતાનો રોગ; રોગ જ ન ગણાય ત્યાં સુધી ડૉક્ટરની રોગીના રોગની જાણકારી કારગત ન નીવડે. દર્દીના રોગની ભયંકરતા જેટલી ડૉક્ટરને જણાય છે તેટલી જ તે દર્દીને પણ લાગવી જોઈએ. જ્યાં સુધી તેને પોતાને રોગની ભયં-

કરતા નહિ સમજાય ત્યાં સુધી ઔષધ આપવાનો તો શું ? પણ ઔષધની વાતો કરવાનો ય કશો જ અર્થ નથી.

જૈનસંઘ–બાહ્ય અને અભ્યંતર—કેટલા ભયંકર રોગોથી ઘેરાઇ ચૂક્યો છે? એ વાત ગંભીરપણે કેટલા બંધુઓ સ્વીકારશે? પાશ્ચિમાત્ય શિક્ષણે પેદા કરેલા હજારો દેશી અંગ્રેજો પોતાના બુદ્ધિવાદ, જમાનાવાદ અને શાસ્ત્રનિરપેક્ષતાને કારણે પાટડા ઉપર ચોંટેલી ઉધઈની જેમ જૈન સંઘને કેટલા ખરાબ રીતે કોરી–કોરીને ખલાસ કરી રહ્યા છે એ વાત કોણ જાણે છે? આસપાસ—ચોપાસ એમણે જૈન સંઘના વિવિધ અંગો અને ઉપાંગોનો કબજો લઈ લીધો છે. પ્રમુખ, ચૂંટણી, બહુમતપદ્ધતિ અને જમાનો...આ બધા તત્વોને એ લોકોએ અત્યંત પુષ્ટ કરીને ધર્મસ્થાનને જીવલેણ આઘાતો પહોંચાડ્યા છે એવું વિધાન કેટલા ધર્મપ્રેમીઓ પણ સ્વીકારવા તૈયાર છે?

જૈનધર્મના ગણાતા શ્વેતામ્બર, દિગંબર, સ્થાનવાસી અને તેરાપંથી–ચારે ય આમ્નાયોમાં આ દેશવાસી અંગ્રેજો ફેલાયા છે અને તે બધાયનો પોતપોતાના આમ્નાયોની વફાદારીથી ભ્રષ્ટ બનેલાઓનો—નવો પાંચમો જ ફીરકો ઊભો થયો છે કે જે ચારેયના અસ્તિત્વ માટે જોખમી પૂરવાર થઈને જ રહેવાનો છે.

આ નવો ફીરકો "એકતા" નું અતિ ઘાતકી શસ્ત્ર લાવ્યો છે. ચારે ય આમ્નાયોની એકતાની મીઠી–મધુરી વાતો નીચે તે ચારેય આમ્નાયોની ઈમારત નીચે રહેલી ધરતીને જ સરકાવી દેશે એમ નિ:શંકપણે લાગે છે.

આ ચાર આમ્નાયોની શાસ્ત્રીય વિચાર પદ્ધતિમાં ઘણું બધું અંતર છે.

જેના અનુયાયીઓની જીવનપદ્ધતિમાં ય વિરાટ અંતર છે એ ચારેયને એક તો ત્યારે જ કરી શકાય કે એમની જીવાદોરી સમી મૂળ

ભૂત માન્યતાઓને 'એકતા' ખાતર કમરનશીન કરાય અને ચારેયને જે સર્વમાન્ય વિચારો છે તેને જ સ્વીકારવાનો નિયમ બનાવાય.

અથવા જેની જે જે મૂળભૂત માન્યતાઓ છે તેમાં બાંધછોડ કરવાનો નિયમ નક્કી કરાય. આમ બાંધછોડ દ્વારા દરેક આમ્નાય પોતાની મૂળભૂત માન્યતાથી ખસે એમાં જ પાંચમા ફીરકાનો વિજય ડંકો વાગી જાય.

ખેર...મૂળભૂત માન્યતાઓ ખરેખર ખોટી હોય અને તેને છોડી દેવાથી ખરેખર કોઈ સાચો લાભ થવાનો હોય તો તેવી મૂળભૂત માન્યતાઓને પકડી રાખવાનો આગ્રહ ન જ હોવો જોઈએ.

પરન્તુ જ્યારે વસ્તુસ્થિતિ સાવ જુદા જ પ્રકારની છે ત્યારે જ ચારેય આમ્નાયોના પોતપોતાની રીતના અસ્તિત્વનો આગ્રહ આપણે રાખીએ છીએ. આ એકતા વિધ્વંસક છે; નહિ કે વિકાસક.

એટલે ચારેય આમ્નાયો વચ્ચેનો સંઘર્ષ જેમ બિલકુલ ઇચ્છનીય નથી તેમ તેઓ વચ્ચેની એકતા પણ બિલકુલ ઇચ્છનીય નથી.

ઇચ્છનીય છે; પરસ્પરની એકસંપી.

ચારેય આમ્નાયો હાલ તો પોતપોતાની માન્યતામાં સ્થિર રહીને પરસ્પરનો જોરદાર ભાઈચારો કેળવે એ ખૂબ જ જરૂરી છે.

એકતાથી થતો ભાઈચારો અત્યંત દગાબાજ છે. એવો ભાઈચારા કરતાં તો સંઘર્ષથી થતો શત્રુભાવ પણ સારો; કે જેનાથી સહુ–સહુના આમ્નાયમાં વધુ સ્થિર થવાનો તો પ્રયત્ન થાય.

પણ જો 'એકસંપી' સ્વરૂપ ભાઈચારો થતો હોય તો તેના જેવું ઉત્તમ અને અત્યંત આવશ્યક બીજું એકેય ન ગણાય.

એકતાનું શસ્ત્ર અત્યંત વિઘાતક છે એ વાત તો કાળ જતાં જ સમજાશે. જેની પાસે દીર્ઘકાળનું વિશિષ્ટ અસ્તિત્વ છે, ગૌરવવંતો ઈતિહાસ છે: પૂર્વજોના અકલંક જીવનનું ઉજ્જવળ જમાપાસું છે એને જ આ એકતાના નારા નીચે વધુ શોષવાનું અને ગુમાવવાનું પણ છે.

અત્યારે મને એક એકતાવાદીનો અભિપ્રાય યાદ આવે છે. તેણે હિન્દુ-મુસ્લીમ એકતાનો આગ્રહ પ્રગટ કરીને કહેલું કે, "આ એકતા તો જ શક્ય છે જો મુસ્લીમો-હિન્દુઓની જેમ-ગોમાંસ ત્યાગી દે.

"પણ ધારો કે તેઓ ગોમાંસ ત્યાગવા તૈયાર ન જ થાય તો શું કરવું? હા...એકતા તો કરવી જ જોઈએ, એને માટે ગમે તે ભોગ આપવા તૈયાર રહેવું જોઈએ. એટલે બીજો રસ્તો એ છે કે હિન્દુઓએ-મુસ્લીમોની જેમ-ગોમાંસ ખાવાનું ચાલુ કરી દેવું." કેટલો ભયાનક આ એકતાનો માર્ગ છે?

બિલાડીના ટોપની જેમ હજારોની સંખ્યામાં ઘરમાં જ ફૂટી નીકળેલા આ એકતાવાદીઓ ધર્મશાસન માટે અત્યંત જોખમી બની રહ્યા છે.

કહો ભલા! આ એકતા નામના ભયાનક રોગનો સહુને ખ્યાલ આવી ગયો છે ખરો?

રોગની ભયાનકતાની તો વાત દૂર રહી; પણ કોઈ સન્માન સમારંભમાં કે કોઈ ધાર્મિક પ્રસંગમાં જશો તો એકતાવાદીઓ પોતાના ભાષણોમાં જે ઠસ્સાથી એકતાની-સમજણવિહોણી-વાતો કરતા જોવા મળશે તેના ઉપરથી ખ્યાલ આવશે કે આ રોગ રોગરૂપે તો નથી સ્વીકારાયો પણ આશિર્વાદરૂપે સ્વીકારાયો છે. એવી વાતો આ જમાનાની આગવી ફેશન ગણાવા લાગી છે!

રોગની રોગરૂપે અણસમજ અને એની ભયંકરતાનું અજ્ઞાનપણું ધર્મનાશના અનેક ધરેલું શસ્ત્રોમાનું એક અતિ કાતીલ શસ્ત્ર છે. એકતા જેવા બીજા પણ અનેક રોગો છે; જેનો રોગરૂપે સ્વીકાર કરવા માટે આજનો ઘણો ખરો વર્ગ ના-તૈયાર છે.

[૨] **જૂથબંધી :** આ આપણો બીજો ભયાનક શત્રુ છે. વિદ્રૂપા-

દિના અનેક કારણોસર જે જૂથબંધી થાય તે કોઈ પણ સંયોગમાં પ્રશસ્ય ન ગણી શકાય. છેલ્લા કેટલાક વર્ષોમાં જૈનસંઘમાં એવી એક જૂથબંધીએ આકાર લીધો છે કે જેમાં અમુક વ્યક્તિ સામેનો અતિરાગ કે અતિદ્વેષ જ કારણભૂત બન્યો છે. જેના પ્રતિ અતિ રાગ છે તેના ગમે તેવા વચનને માની લેવાની વૃત્તિ વ્યાપતી જાય છે, તેમજ જેના પ્રતિ અતિ દ્વેષ છે ત્યાં 'यन्माघवेनोभंतं तन्न' જે માધવે કહ્યું તે મારે નહિ માનવાનું...પછી તે સાચું હોય કે ખોટું હોય; એની સાથે મારે કશી નિસ્બત નહિ.

આવી કટ્ટરતા પણ બીજી બાજુ વ્યાપી રહી છે.

આ છે; એ જૂથબંધીના પ્રણેતાઓનું માનસ. આવી જૂથબંધીને કદી પણ કેમ આવકાર્ય ગણી શકાય? આથી તો જૈનસંઘને ભયંકર હાનિ પહોંચી છે, કેમકે વિરોધ કરવા જેવી સાચી વાતોને પણ એ જૂથે પોતાની ઉપરોક્ત નીતિ અનુસાર કદી સાથ આપ્યો નથી, એથી નાનકડો એક જ વર્ગ જે વિરોધ કરતો હોય તેનો પડઘો જેટલો જોરદાર પડવો ઘટે તેટલો જોરદાર પડતો ન હોવાથી કયારેક મુશ્કેલીઓ પણ ઊભી થવાનો સંભવ રહે. આનાથી કોઈ પણ પક્ષ કે વિપક્ષને હાનિ પહોંચાડવાને બદલે સમસ્ત જૈન શાસનને જ હાનિ પહોંચે છે.

પક્ષસ્વરૂપ રાજ્યો ગમે તેટલા મજબૂત બને પરન્તુ જો તેનાથી કેન્દ્ર (જિનશાસન) નબળું પડતું હોય તો રાજ્યોની મજબૂતીમાં કયા શાસનપ્રેમીને આનંદ થશે ?

અતિરાગપ્રેરિત કે અતિદ્વેષપ્રેરિત જુદી ભૂમિકા ઉપર ઊભી થએલી જૂથબંધીઓ એટલી હદ સુધી આગળ વધી છે કે જેમ અન્ય ધર્મોના અનુયાયીઓ સાથે આપણે ઝાઝા હળી-મળી શકતા નથી; જેમ પોતાને જૈન ગણાવતાં દિગંબરાદિ આમ્નાયો સાથે આપણે

વધુ નિકટ આવી શકતા નથી તેમ પોતાની સાવ નજદિકમાં રહેલા-રે ! એ જ ગચ્છના હોવા છતાં-તેમની સાથે-પણ ભેગા હળી-મળી શકાતું નથી.

આ પરિસ્થિતિ અત્યંત દુઃખદ છે; આઘાતજનક છે. પરન્તુ હાલ તો આનો ઉપાય શોધવાને બદલે આગમાં પાણી છાંટવાને બદલે લાગતા-વળગતા કેટલાક હિતશત્રુઓ, વ્યક્તિઓ, સાપ્તાહિકો વગેરે જૂથબંધીઓ એ આગમાં હોંશે હોંશે પેટ્રોલ છાંટવાનું કામ કરે છે; કોણ જાણે? કદાચ તેથી જ તેઓના રોટલી-દાળ નીકળતા હોય !

જૂથબંધીઓ તોડવામાં આવે નહિ; અથવા જો એ જૂથબંધી તૂટે તેમ ન જ હોય તો શાસનપ્રેમીઓએ પોતાના શાસનપ્રેમના નાતે એક સ્વયંભૂ સંગઠન કરવું પડશે. ભલે સામેથી સાથ ન જ મળે. જિન-શાસન ઉપરના આક્રમણોનો વિરોધ કરવાની નીતિને ભલે તેઓ ન અપનાવતા હોય; અને ભલે તેઓ આપણો વિરોધ કરવા માટે તો એટલા જ અપ્રમત્ત હોય...તો ય કંટાળ્યા વિના આપણે શાસન-રક્ષાના કાર્યમાં એકરસ બની જવું પડશે. આપણું એ સંગઠન માત્રઃ શાસનરસના નાતે હોવું જોઈએ. ત્યાં બીજો કોઈ પણ વિચાર ન હોવો જોઈએ.

જો આવું સ્વયંભૂ સંગઠન નહિ કેળવીએ તો છાશવારે ને છાશવારે આપત્તિઓ જિનશાસન ઉપર આવતી જાય છે તેને ખાળ-વાનું કામ અતિ કપરું બની જશે. એક-બીજાની અતિરાગવૃત્તિ કે વિદ્વેષવૃત્તિમાંથી જો આપણે પણ ફારેગ નહિ થઈએ તો શાસનપ્રેમી તરીકેનો દાવો કરવાનો આપણને કોઈ અધિકાર નહિ રહે.

એક વ્યક્તિ પ્રત્યેકના અતિ રાગ કે અતિ વિદ્વેષમાંથી ઊભી થએલી કોઈ પણ વાતને વિચારવાનું પણ આપણે બંધ કરીએ. એને મહત્ત્વ આપવાનું પણ બંધ કરીએ. એવી રીતે શક્તિઓનો કે સંપત્તિનો દુર્વ્યય કરવા કરતાં એ સઘળાંનો સદુપયોગ આપણી સંગઠિત તાકાત દ્વારા શાસનરક્ષામાં જ કાં ન કરીએ ?

રાષ્ટ્રીયસ્તરની ધર્મવિઘાતક ઉજવણીનો વિરોધ આપણે જ કર્યો. અને પરમાત્મા મહાવીરદેવની ફીલ્મનો તથા નાટકનો, આપણા તીર્થોને લગતી ડોકયુમેન્ટરી ફીલ્મોનો વિરોધ પણ આપણે જ કર્યો. રાષ્ટ્રીય કાઉન્સીલ, રીસર્ચ સોસાયટી વગેરે ધર્મવિઘાતક બાંધકામોનો વિરોધ પણ આપણે જ કર્યો.

ભલે...પણ તેથી થાકી જવાની; ધરાઈ જવાની કે 'હવે બીજાઓ વિરોધ કરે' એવી સલાહ આપવાની આપણને કશી જરૂર નથી. આવા સેંકડો શાસનરક્ષાના કાર્યો આપણે જ શા માટે ન કરીએ ? સાથ સહુ આપે; સહકાર સહુનો અપેક્ષિત છે; પરન્તુ તેમ છતાં સાથ અને સહકાર ન જ મળવાના હોય તો શાસનપ્રેમીઓ જ સંગઠિત બનીને શાસનરક્ષાના અગણિત કાર્યો શા માટે ન કરે ? આવું પુણ્ય આપણને મળે પણ કયાંથી ?

પુણ્યના આવા ઉત્તમોત્તમ કાર્યોનો બોજ આપણા જ માથે સહુ નાંખતા રહે અથવા એવા કાર્યોથી વેગળા જ રહે ત્યારે આપણે એ જ વિચાર કેમ ન કરવો કે, "એઓ પણ આપણા ઉપકારી છે કે પુણ્યનો પૂરેપૂરો હિસ્સો આપણને આપી રહ્યા છે !"

કોઈ કેમ કાંઈ કરતું નથી ? એ પ્રશ્નને જ આપણે દેશનિકાલ કરીએ. આપણે શું કરવાનું છે ? એ જ આપણે વિચારીએ; એમાં જ આપણી સમગ્ર શક્તિ કેન્દ્રિત કરીએ.

બધા પાસે શાસનસેવાની બધી અપેક્ષા આપણે રાખી શકીએ તેવી વર્તમાન સ્થિતિ પણ નથી. કેટલાક પુણ્યાત્માઓને અશાસ્ત્રીય દેશ કાળનું કે જમાનાનું; લોકની સસ્તી કીર્તિનું કે રાજકારણી ઠગોની કૃપા પામવાનું ઘેલું એટલી હદે વળગ્યું છે કે તેની ખાતર ધર્મશાસનને જીવલેણ ધક્કો લાગી જાય તો પણ તેમની ભ્રમણાઓમાંથી તેઓ બહાર આવવા પણ માંગતા નથી; એ વાતોને ફેર વિચારવા પણ તેઓ તૈયાર હોતા નથી.

કેટલાકો રાજકારણી લોકોની ચમચાગીરી અને તેમની સાથે ફોટાઓ પાડવાની ઘેલછામાં જ રાચે છે. કેટલાકોએ વળી અહંના વિસર્જનના શુભાશયને જાહેર કરીને સંપ્રદાય-વિસર્જનના તુક્કાઓ શરૂ કર્યા છે; જેમાં સ્વધર્મના માન્ય પરમાત્માની પ્રતિમા સામે સર્વ ધર્મના ક્રિયાકાંડોની છૂટછાટો મૂકી છે. આમાં અહંના વિસર્જન કરતાં જમાનાવાદી લોકોના દ્વારા મળી જતાં માન સન્માનના સુંવાળા સ્પર્શ દ્વારા વિકરાળ અહંનું સર્જન જ જોવા મળે છે.

કોઈ વળી અન્યધર્મીય મંદિરોમાં દર્શન કરવા દોડી જઈને લોક ખુશાલી મેળવવાનો કીમીઓ કરે છે. કોઈ વીર ભક્ત વળી અન્યપંથી મહર્ષિઓને પોતાના પુસ્તકનું સમર્પણ કરવા સુધી દોડી જાય છે !

આ બધી પરિસ્થિતિ એટલી વિષમ બની છે કે શાસન-સેવા કે સંસ્કૃતિના કાર્યમાં કોને નિમંત્રણ કરવું એ જ મોટો સવાલ થઈ પડ્યો છે. ખેર. તેથી કાંઇ હતાશ ન થવાય, હજી પણ ઘણી મોટી સંખ્યામા શાસનપ્રેમીઓ જીવે છે, એ બધાએ શાસનરક્ષાના કાર્યમાં સ્વયંભૂ રીતે લાગી જવું એ જ વર્તમાન પળની એકની એક માંગ છે.

**[૩] ગુમાવેલો આત્મવિશ્વાસ :** આ છે; આપણો ત્રીજા નંબરનો આંતરિક ભયાનક શત્રુ. પરિસ્થિતિ ગમે તેટલી વણસી ગઈ હોય તો પણ જો પરિસ્થિતિને સમાલી લેવાનો આત્મવિશ્વાસ આપણી પાસે હોય તો બધી બીગડી સુધરી જ જાય.

પેલો રાજપુત્ર યુદ્ધમાં હારીને હતાશ થઈ ગયો અને જ્યારે રાજમાતાને એ વાત કરી ત્યારે રાજમાતાએ તરત કહ્યું, "બેટા ! તું યુદ્ધ હારી ગયો એની મને જરા ય ચિંતા નથી; એ તો ફરી જીતી શકાય. પરંતુ; તેને જીતી લેવા માટેનો આત્મવિશ્વાસ તું હારી ગયો છે એ જ મારા માટે મોટી ચિંતાનો વિષય બન્યો છે.

નેપોલીઅને આત્મવિશ્વાસથી જ આલ્પ્સ પર્વત ઉપર ચડાણ કર્યું ને ?

જગદીશચંદ્ર બોઝ વનસ્પતિમાં જીવત્વની સાબિતિ કરતા હતા ત્યારે અંગ્રેજોએ એમની સામે ઈર્ષ્યાથી પ્રેરાઈને, એમને જૂઠાં ઠરાવવા માટે વિષની જગાએ ભળતું પાણી લઈને વનસ્પતિના છોડ ઉપર રેડયું. વનસ્પતિનો છોડ કરમાયો નહિ એટલે વનસ્પતિનું જીવત્વ સિદ્ધ ન થયું. સહુની વચમાં બોઝને ભોંઠા પાડી દેવાની અંગ્રેજોની તરકીબ સફળ થઇ. પણ એ વખતે બોઝ સમજી ગયા કે અંગ્રેજોએ કપટ કર્યું છે. વિષના સ્થાને ભળતી વસ્તુ મૂકી છે. પૂરા આત્મવિશ્વાસ સાથે બોઝ તે પ્રવાહી પી ગયા. અને એ રીતે અંગ્રેજોનું કૌભાંડ પ્રગટ કરી દીધું.

વિષની ભળતી વસ્તુ જે આત્મવિશ્વાસથી બોઝ પી ગયા તેવો આત્મવિશ્વાસ આપણી પાસે હશે ખરો ? "આભ ફાટયું છે; થીગડું ક્યાં દેવું ?" એ આપણું વાક્ય, ગુમાવી દીધેલા આત્મવિશ્વાસમાંથી જ ઉદ્ભવ્યું છે ને ? શું એમ નથી લાગતું કે આપણી પ્રમાદસ્વરૂપ સુખશીલતા, અકર્મણ્યતા વગેરેને કારણે જ કાંઈ કામ નહિ કરવાની વૃત્તિ ઘર કરી ગઈ હશે ? અને તેથી જ આભ ફાટયાનું દૃષ્ટાન્ત લઈને નિરાંતનો દમ ખેંચીએ છીએ।

આ તો શાહમૃગવૃત્તિ જ થઈ ને ? ચારે બાજુ ધુમધડાકા થતા હોય ત્યારે શાહમૃગ રેતીમાં મોં નાંખી દઈને નિરાંતનો દમ ખેંચે છે !

જો જિનશાસન સંક્રાન્તિના ત્રિભેટે ઊભું હોઈને ભારે વિકટ સ્થિતિમાં મુકાયું હોય તો તેવા વખતે 'સબ સલામત ' નો સાવ જૂઠો વિશ્વાસ જગતને આપવો કે એકવીસ હજાર વર્ષ સુધી જૈન શાસન અવિચ્છિન્નપણે ચાલવાનું જ છે એ કેટલું બધું અનુચિત ગણાય !

જો જિનશાસન ૨૧ હજાર વર્ષ સુધી ચાલવાનું જ હતું તો

શા માટે યુગપ્રધાન સૂરિવર શ્રી કાલકસૂરિજી મહારાજાએ એક સાધ્વીજીના શીલની રક્ષા કાજે મોટા યુદ્ધને નોતર્યું ? સાધ્વીજીનું શીલ જોખમાત તોય ૨૧ હજાર વર્ષ જિનશાસન ચાલવાનું જ હતું ને ?

શા માટે પૂ. કલિકાલસર્વજ્ઞ ભગવંત હેમચન્દ્રસૂરિજીની આજ્ઞાનું પાલન કરીને પૂ. રામચન્દ્રસૂરિજીએ ધગધગતી લોઢાની પાટ ઉપર સુઈ જઈ ને પ્રાણત્યાગ કર્યો ? આજ્ઞાભંગ કર્યો હોત તો ય ૨૧ હજાર વર્ષ જિનશાસન ટકવાનું હતું જ ને ?

શા માટે મહામંત્રી વસ્તુપાળે ક્ષુલ્લક મુનિને લાફો મારનાર માણસના આંગળા કાપી નાંખ્યા ! તેવી સજા ન ફટકારી હોત તો ય ૨૧ હજાર વર્ષ શાસન ટકવાનું જ હતું ને ?

આપણે આવી અડધી વાતો પકડવી ન જોઈએ. જેમ જિનશાસાન ૨૧ હજાર વર્ષ સુધી નિશ્ચયતઃ ટકવાનું છે તેમાં તેની ઉપરના આક્રમણોને ખાળનારાઓ પાકવાના જ છે તે જ પ્રધાન કારણ છે.

મુખ્ય વાત એ જ છે કે જિનશાસન ઊપરના બાહ્ય-અભ્યંતર આક્રમણોની ભયાનકતા જ આપણને હજી સ્પર્શી નથી અથવા તો આભ ફાટયાનું જણાતાં આપણે વિજયનો આત્મવિશ્વાસ ગુમાવી દીધો છે.

રે ! વિજય તો કોઈ વાર થાય પણ ખરો અને ન પણ થાય. જય-પરાજય એ મહત્વની બાબત નથી. પરંતુ વિજય મેળવવા જોગો ઠેઠ સુધીનો પ્રયત્ન તો કરવો જ જોઈએ. પછી પરિણામ ગમે તે આવે. પરાજય થશે તો ય જગત તમારો યશ ગાતાં એમ જ કહેશે કે, “ જિનશાસન ઉપર ભયંકર આફત આવી હતી પણ એ પુરુષ મર્દ નીકળ્યો. હાથમાં આવ્યું તે લઈને; એકલવીર બનીને એ ઝઝુમ્યો; ભારે પરાક્રમ દાખવ્યું. ભલે અંતે હારી ગયો. એ બહુ ગંભીર બાબત નથી.”

ઘરમાં ચોર પેસે ત્યારે તેને પડકારવો તો પડે જ; તેની સામે બાથબાથા ય કરવી ય પડે ..ભલે પછી કદાચ પરાજય મળે અને ચોર ઘણું ધન ઉઠાવી જાય. પણ તો ય જગત તે માણસને મર્દ જ કહેશે. લડયા વિના તિજોરી ધરી દેનાર તો નિર્માલ્ય ગણાય.

એટલે આપણે દરેક વાતે ઝઝુમવું જ રહ્યું. દેવગુરૂની કૃપાથી જ આપણે ઝઝુમીએ; પૂરા આત્મવિશ્વાસથી આપણે આક્રમણોનો મુકાબલો કરીએ. હવે બીજા કોઇનો સાથ મળે છે કે નહિ તે વિચાર કરવાની શી જરૂર ? સાથ મળે તો વાહ વાહ...ન મળે તો, 'તારી હાંક સુણી કોઈ ન આવે' ગાતાં ગાતાં એકલવીર બનીને આગેકૂચ કરીએ.

સર્વકલ્યાણકર જિનશાસન ઉપર આફત ! અને આપણે પૂર્ણ શાન્તિ ! અસંભવ...પૂરા આત્મવિશ્વાસની પુનઃ પ્રતિષ્ઠા અંતરે કરીએ...તો બધું સલામત છે. નહિ તો ગુમાવેલો વિશ્વાસ બધું વેરવિખેર કરીને જ રહેશે.

[૪] **નિર્માલ્યતા :** જિનશાસન ઉપર ત્રાટકેલો 'નિર્માલ્યતા' એ ઘણો મોટો દુશ્મન છે. સમગ્ર જૈન સંઘમાં ઘણા મોટા અંશમાં જે નિર્માલ્યતા વ્યાપી છે એણે સર્વશક્તિસંપન્ન જિનશાસનને નબળું બનાવવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો હોય તેમ જણાય છે. મુખ્યત્વે ત્યાગી વર્ગમાં વ્યાપેલો આ દોષ વધુ નુકશાનજનક બન્યો હોય તેમ લાગે છે. આનું મુખ્ય કારણ ગૃહસ્થવર્ગની વધુ પડતી અનુચિત દરમ્યાનગીરી છે; અને તેમને મળેલી મોટાઈ છે.

અંગ્રેજોના વખતથી જ ગૃહસ્થવર્ગને હેતુપૂર્વક ચાનચાંદ અને ખિતાબોની નવાજેશ થઈ છે. એ પરંપરા આજે પણ એક યા બીજી રીતે અધિકારી વર્ગે જારી રાખી છે, વેપારમાં પરવાનાઓ, સવલતો વગેરે અમુક શ્રીમંત વર્ગને ખાસ કરીને વધુ આપવામાં આવે છે એની પાછળ એમનું બળ વધારીને ધર્મીવર્ગને નબળો પાડીને સાફ કરી દેવા માટે ટકરાવવા માટે છે. ખાસ કરીને દિગંબર અને તેરાપંથી

ગૃહસ્થોને આ લાભ વધુ આપવામાં આવશે કેમકે એમનામાં પોતાના આમ્નાય પ્રત્યેનું સાચું ગૌરવ કે ધર્મ પ્રત્યેની અચલ મમતા ઓછા પ્રમાણમાં હોય તો તેનો લાભ ખૂબ ઝડપથી મળી જાય.

સ્થાનકવાસી વર્ગના અમુક ગૃહસ્થોને પણ આ રીતે તૈયાર કરવામાં આવ્યા છે અને તેમના આમ્નાયના મુનિવર્ગ ઉપર તેમનો અધિકાર પણ જોરદાર રીતે સ્થાપિત થયો છે. શ્વેતાંબર વર્ગના ગૃહસ્થોને પણ આ રીતે તૈયાર કરાવાય છે અને તેઓ પણ જેમ દિવસે દિવસે વધુ મજબૂત થતા જાય છે તેમ ત્યાગીવર્ગ તરફ વધુને વધુ નફરત અને આભડછેટ વ્યક્ત કરતા જાય છે. આવા શ્રીમંતોનું વગદાર સર્કલ તો હોય જ; એટલે તેમાં પણ તેમના આભડછેટના વિચારો વેગથી પ્રસરતા જઈને મોટી સંખ્યાના જૈનોને ત્યાગી વર્ગથી છૂટા પાડી દેવામાં સફળતા મળતી રહે છે.

આવા સમયે જો ત્યાગી વર્ગ 'સ્વ-ગૌરવ અને સ્વ-કર્તવ્યનું વિસ્મરણ કરી દે તો તેમની ઉપર ગૃહસ્થ વર્ગનું આધિપત્ય જામી જતાં જરા ય વાર ન લાગે.

છેલ્લે છેલ્લે શ્વેતામ્બર આમ્નાયમાં પણ આ સ્થિતિનું મહદંશે નિર્માણ થઈ ગયું જણાય છે.

ગૃહસ્થ વર્ગ પોતાનું આધિપત્ય જ સ્થાપિત કરવા માટે ત્યાગી વર્ગને પરસ્પરના સંઘર્ષમાં ઉતારવાનું અકાર્ય પણ જાણતાં કે અજાણતાં કરી ચૂકયો છે. આ સંઘર્ષ ગમે તે નિમિત્તથી જાગ્યો હોય પરન્તુ એક વાત ચોક્કસ જણાય છે કે તેના કારણે કેટલોક ત્યાગીવર્ગ પોતાની જવાબદારી અને જોખમદારીભર્યા ઝિંદાદિલી માંગતા કેટલાક કર્ત્તવ્યોથી વિમુખ થયો. આપ સલામતી શોધીને શાન્તિથી બેસી રહેવાનું પસંદ કરવા લાગ્યો. પ્રત્યેક કજીઆને એકાંતે અપ્રશસ્ત કહીને પોતાની શાન્તિને સાચી પૂરવાર કરવા સતત જહેમત ઉઠાવતો રહ્યો.

આ અધ્યાયના પરિણામે વિચિત્ર પ્રકારની નિર્માલ્યતા આ વર્ગમાં કેટલેક ઠેકાણે વ્યાપી.

જેમ એક બંધુએ કહ્યું છે કે, "સ્ત્રીસ્વાતન્ત્ર્ય પુરુષવર્ગને નિર્માલ્ય બનાવતું સાબિત થયું છે; તેમ આ વિષયમાં પણ કહી શકાય કે ભોગી લોકોનું આધિપત્ય ત્યાગી વર્ગને નિર્માલ્ય બનાવીને રહે છે

એક વાર આ નિર્માલ્યતા ઘર કરી જાય છે પછી એનો સુંવાળો સંગ કેમેય છૂટતો હોતો નથી. આ સંગને સાચો ઠરાવવા માટે સામી છાવણીના કર્મઠ કાર્યકરોને, ઠીક લાગે તે રીતે ઠપકારવાની તૈયારી સદા માટે બની રહે છે." કશું જ કરવું નહિ; પણ...કરતા હોય તેની ઉપર ચોફેરથી હુમલા જરૂર કરતા રહેવા." આ એક જ વાકયમાં એ વર્ગના જીવનની કથા પૂરી થઈ જાય છે.

ઉત્તરોત્તર જિનશાસન ઉપરના આક્રમણો વધુ ખુંખાર બનતા જાય છે; ભેદી બનતા જાય છે, 'એક સાથે બધું સારું જોવા મળે એવી જાતના વ્યૂહો ગોઠવાતા જાય છે; છતાં ગૃહસ્થપરસ્તીમાં જ રાચતો આ ત્યાગી વર્ગ જરાક ઉગ્રતા લાવવા માટે તૈયાર થતો નથી; એની શાહમૃગશાહીને ત્યાગવા એ લગીરે ગંભીર બનતો નથી.

જે કાળ હવે બલિદાન જ માંગે છે; જે ધરતી હવે લોહીનાં છાંટણા જ માંગે છે; જ્યારે ધર્મમાતા રખોપાઓના શાસન રાગને કસોટીએ ચડાવીને જ એમની કદર કરવા માંગે છે. તેવા સમયે જો તાર, ટપાલ, ઠરાવો, સુફીઆણી સલાહોથી જ કાળ પસાર થતો હોય, વાતોના ડાયરા જ જામતા હોય અને નિંદા–કુથળીના કસુંબા જ ઘૂંટાતા હોય તો એ કાળ જિનશાસન માટે કેવા અધઃપતનનો કાળ ગણી શકાય? કોઇ ગણિત નથી; અહીં માનવીય ગણિતના બધા આંકડા ખૂટી પડે તેમ લાગે છે.

ઓપરેશન–ટેબલ ઉપર લાવી મૂકેલા લગભગ મરવા પડેલા

દર્દીની ચોફેર વીંટળાએલા મને પેલા સર્જનો યાદ આવે છે જે બધા; આ દર્દીની સારવાર કેવી રીતે કરવી તેની ચર્ચામાંથી જ ઊંચા આવતા નથી; પરસ્પરના વિવાદમાંથી ઝટ સમાધાન શોધતા નથી અને હજી તો બ્લડ-ટેસ્ટ, યુરીન ટેસ્ટ, સ્ટુલ ટેસ્ટ, કાર્ડીઓગ્રાગની તમીમી ભાષામાં જ વાતો કરી રહ્યા છે, અને સીગારેટનાં ધૂમાડા કાઢી રહ્યા છે.

સર્વની રક્ષા કરવાની સ્વયંભૂ શક્તિ ધરાવતા જિનશાસનના રખોપાંઓ બધાય ભેગા મળીને પણ જો જિનશાસનની રક્ષા ન કરી શકે અને ચર્ચા, નિંદાના વર્તુળોમાંથી બહાર જ નીકળી ન શકે તો હવે ક્યાં જઈને આ દુઃખદ બીના કહેવી? કોની પાસે જઈને ધા નાંખવી?

બલિદાન વિના તો રક્ષા શક્ય જ નથી. ધરતી પૂછે છે; બલિદાન કેટલું દેવું છે? ધરતી માંગે છે બલિદાન...

ધરતીનો ઈતિહાસ લખાયો છે; બલિદાનના લોહીથી.

આઝાદીનો જે કાળ કહેવાતો હતો ત્યારે કેટલા બલિદાનો અપાયા હતા?

વિશ્વયુદ્ધના સમયમાં જાપાનના શહેનશાહે એક જાહેરનામું બહાર પાડીને નવલોહીઆઓના મોત માંગ્યા હતા. એક નવજવાન બોંબ લઈને શત્રુની સબમરીનના ભૂંગળામાં પડે. સબમરીનને ડૂબાડે અને જાતે મોતના ઘાટે ઊતરે. આપણે ન માની શકીએ તેવી વાત છે કે ૧૦ હજાર જવાનોની માંગણી તો કલાકોમાં જ પૂરી થઈ ગઈ; અને જેમના નામ ન નોંધાયા તેમણે તોફાન મચાવ્યું. લોહીના અક્ષરે અરજીઓ મોકલીને દેશ કાજેના બલિદાનમાં નામ નોંધવાની વિનંતિઓ કરી. છતાં જેમનાં નામ ન જ સ્વીકારાયા તેમના માતપિતાઓ પણ પોતાને કમભાગી માનવા લાગ્યા.

આ બધાયના પરિણામે વિચિત્ર પ્રકારની નિર્માલ્યતા આ વર્ગમાં કેટલેક ઠેકાણે વ્યાપી.

જેમ એક બંધુએ કહ્યું છે કે, "સ્ત્રીસ્વાતન્ત્ર્ય પુરુષવર્ગને નિર્માલ્ય બનાવતું સાબિત થયું છે; તેમ આ વિષયમાં પણ કહી શકાય કે ભોગી લોકોનું આધિપત્ય ત્યાગી વર્ગને નિર્માલ્ય બનાવીને રહે છે

એક વાર આ નિર્માલ્યતા ઘર કરી જાય છે પછી એનો સુંવાળો સંગ કેમેય છૂટતો હોતો નથી. આ સંગને સાચો ઠરાવવા માટે સામી છાવણીના કર્મઠ કાર્યકરોને, ઠીક લાગે તે રીતે ઠપકારવાની તૈયારી સદા માટે બની રહે છે." કશું જ કરવું નહિ; પણ...કરતા હોય તેની ઉપર ચોફેરથી હુમલા જરૂર કરતા રહેવા." આ એક જ વાક્યમાં એ વર્ગના જીવનની કથા પૂરી થઈ જાય છે.

ઉત્તરોત્તર જિનશાસન ઉપરના આક્રમણો વધુ ખુંખાર બનતા જાય છે; ભેદી બનતા જાય છે, 'એક સાથે બધું સારું જોવા મળે એવી જાતના વ્યૂહો ગોઠવાતા જાય છે; છતાં ગૃહસ્થપરસ્તીમાં જ રાચતો આ ત્યાગી વર્ગ જરાક ઉગ્રતા લાવવા માટે તૈયાર થતો નથી; એની શાહમૃગશાહીને ત્યાગવા એ લગીરે ગંભીર બનતો નથી.

જે કાળ હવે બલિદાન જ માંગે છે; જે ધરતી હવે લોહીનાં છાંટણા જ માંગે છે; જ્યારે ધર્મમાતા રખોપાઓના શાસન રાગને કસોટીએ ચડાવીને જ એમની કદર કરવા માંગે છે. તેવા સમયે જો તાર, ટપાલ, ઠરાવો, સુફીઆણી સલાહોથી જ કાળ પસાર થતો હોય, વાતોના ડાયરા જ જામતા હોય અને નિંદા-કુથળીના કસુંબા જ ઘૂંટાતા હોય તો એ કાળ જિનશાસન માટે કેવા અધઃપતનનો કાળ ગણી શકાય? કોઈ ગણિત નથી; અહીં માનવીય ગણિતના બધા આંકડા ખૂટી પડે તેમ લાગે છે.

ઓપરેશન-ટેબલ ઉપર લાવી મૂકેલા લગભગ મરવા પડેલા

દર્દીની ચોફેર વીંટળાએલા મને પેલા સર્જનો યાદ આવે છે જે બધા; આ દર્દીની સારવાર કેવી રીતે કરવી તેની ચર્ચામાંથી જ ઊંચા આવતા નથી; પરસ્પરના વિવાદમાંથી ઝટ સમાધાન શોધતા નથી અને હજી તો બ્લડ-ટેસ્ટ, યુરીન ટેસ્ટ, સ્ટુલ ટેસ્ટ, કાર્ડીઓગ્રામની તમીઝી ભાષામાં જ વાતો કરી રહ્યા છે, અને સીગારેટનાં ધૂમાડા કાઢી રહ્યા છે.

સર્વની રક્ષા કરવાની સ્વયંભૂ શક્તિ ધરાવતા જિનશાસનના રખોપાંઓ બધાય ભેગા મળીને પણ જો જિનશાસનની રક્ષા ન કરી શકે અને ચર્ચા, નિંદાના વર્તુળોમાંથી બહાર જ નીકળી ન શકે તો હવે ક્યાં જઈને આ દુઃખદ બીના કહેવી? કોની પાસે જઈને ધા નાંખવી?

બલિદાન વિના તો રક્ષા શક્ય જ નથી. ધરતી પૂછે છે; બલિદાન કેટલું દેવું છે? ધરતી માંગે છે બલિદાન...

ધરતીનો ઈતિહાસ લખાયો છે; બલિદાનના લોહીથી.

આઝાદીનો જે કાળ કહેવાતો હતો ત્યારે કેટલા બલિદાનો અપાયા હતા?

વિશ્વયુદ્ધના સમયમાં જાપાનના શહેનશાહે એક જાહેરનામું બહાર પાડીને નવલોહીઆઓના મોત માંગ્યા હતા. એક નવજવાન બોંબ લઈને શત્રુની સબમરીનના ભૂંગળામાં પડે. સબમરીનને ફૂંકાડે અને જાતે મોતના ઘાટે ઊતરે. આપણે ન માની શકીએ તેવી વાત છે કે ૧૦ હજાર જવાનોની માંગણી તો કલાકોમાં જ પૂરી થઈ ગઈ; અને જેમના નામ ન નોંધાયા તેમણે તોફાન મચાવ્યું. લોહીના અક્ષરે અરજીઓ મોકલીને દેશ કાજેના બલિદાનમાં નામ નોંધવાની વિનંતિઓ કરી. છતાં જેમનાં નામ ન જ સ્વીકારાયા તેમના માતપિતાઓ પણ પોતાને કમભાગી માનવા લાગ્યા.

છે કયાંય આજે જિનશાસનની રક્ષા કાજે મરી ફીટવા જોગી શાસનદાઝ !

પેલો હ્યુ-એન-સંગ! ચીની યાત્રી! ભારતમાંથી મૂલ્યવાન્ પુસ્તકો ભેટ મેળવીને જ્યારે ચીન જઈ રહ્યો હતો ત્યારે કોલેજના એક પ્રોફેસરે નજીકની નદી પાર ઊતરવા પોતાના વિદ્યાર્થીને સાથે મોકલ્યો હતો. નદી પાર ઊતરતાં કમનશીબે હોડી વધુ ભારથી ડૂબવા લાગી. નાવિકે ભાર ઓછો કરવાની તાકીદ કરતાં કહ્યું, "આ પુસ્તકો નદીમાં ફેંકી દેવા પડશે."

આ વાકય સાંભળતાં જ ચીની યાત્રી અવાચકૂ જેવો બની ગયો. મૂલ્યવાન્ પુસ્તકોને નદીના તળીએ મૂકી દેવાની કલ્પના કરતાં ય તે ધ્રૂજી ઊઠયો.

સાથે આવેલા વિદ્યાર્થીએ સઘળી પરિસ્થિતિ સમજી લીધી. "મૂલ્યવાન્ પુસ્તકોની રક્ષા પોતાના દેહનો ભાર ઓછો કરી દેતાં થઈ જાય તો?" એક વિચાર વીજળીવેગે મનમાંથી પસાર થઈ ગયો.

અને...બીજી જ પળે એ વિદ્યાર્થીએ ધસમસતા પાણીના પ્રવાહમાં ઝંપલાવી દીધું. નદીમાતાની ગોદનું કાયમ માટે શરણું લઈ લીધું !

ચીની યાત્રી અને નાવિકના મોંમાંથી એકી સાથે ભયની ચીસ નીકળી ગઈ!

બલિદાન તો આનું નામ! સર્વની રક્ષા કરવામાં સમર્થ જિનશાસનની રક્ષા કરવા માટે આપણું જીવન છે. છે; કોઇ આવી આપણી તૈયારી?

શાસનરક્ષાના જંગમાં સફળતાપૂર્વક ઝઝૂમવા જોગા શસ્ત્રો તો આજે ય આ પળે આપણી પાસે તૈયાર છે. તપ, ત્યાગ અને જપથી માંડીને સર્વવિરતિ ધર્મના યોગક્ષેમના ન જાણે કેટલા બધા આધ્યત્મિક પરિબળો આપણી ચોપાસ પડેલા છે? આ જ બધા આપણા શસ્ત્રો સાવ ખુલ્લા પડયા છે; ઊપાડીએ એટલી જ વાર!

પણ ઉપાડવા જેટલી ય આપણી તૈયારી છે ખરી? એ માટે ચર્ચા-નિંદાના દૂષિત વાયુમંડળમાંથી એકદમ બહાર નીકળી જવા માટે આપણે સાવધાન છીએ ખરા ? રે ! તેમ કરવાની ઈચ્છા પણ આપણા અંતરમાં સળવળે છે ખરી ? અરે ! તેવું પરાક્રમ કરનારાઓને ધન્યવાદ આપવા જેટલા બે શબ્દોનું ઔદાર્ય પણ આપણી પાસે છે ખરું ?

કેવી અવદશા બેઠી છે આપણી ? મામકાઓની ખુશામતખોરીમાંથી, શ્રીમંતોની ચમચાગીરીમાંથા અને પરયાઓની નિંદાખોરીમાંથી આપણે બહાર આવી શકતા જ નથી !

જાવું છે ભગવાનના દરબારે ! અને અસીમોપકારી ભગવાન્ અને તેના શાસનની રક્ષા કરવાની કોઈ ખેવના એકાદ રૂંવાડે ય જણાતી નથી.

પેલો નાદિરશાહ ! પરદેશી સુલતાન ! દિલ્હીના મહમદશાહ ઉપર ચડી આવ્યો. બિચારો ! સામે જઈને અણધાર્યા અને રક્તહીન વિજયથી પગમાં પડ્યો ! નાદિરશાહ સ્તબ્ધ થઈ ગયો.

મહમદશાહનો એ મહેમાન બન્યો. ભોજનાદિ વિધિ પતી ગયા બાદ નાદિરે મહમદશાહને કહ્યું કે, "તમારી બેગમો મારી સામે એકાંતમાં ઉન્મત્ત બનીને નૃત્ય કરે; એવી મારી ઈચ્છા છે."

નાદિરશાહની આ ભાવનાને ભારે આનંદથી ઝીલી લેતાં મહમદે હુકમો છોડી દીધા. દારૂ ઢીંચીને બેગમો નાદિર પાસે આવી ગઈ.

પણ તે જ વખતે પોતાના તમામ શસ્ત્રો પોતાની ચારે બાજુ ખુલ્લા મૂકી દઈને નિઃશસ્ત્ર રીતે, ચત્તોપાટ પડીને નાદિર ઊંઘવાનો ડોળ કરવા લાગ્યો.

બેગમો આનંદમાં ગુસપુસ કરતી રાહ જુએ છે; નાદિરના જાગરણની અને નૃત્યના આરંભની.

થોડીકવારે નાદિર જાગતો જ બેઠો થઈ ગયો. તેણે મહમદશાહને બોલાવ્યો અને કહ્યું કે, "હવે મને સમજ પડી કે અખૂટ સમૃદ્ધિથી ભરેલા આ હિન્દુસ્તાનને પરદેશીઓ પરાજયની પછડાટો વારંવાર કેમ આપે છે? આ દેશની પ્રજા નિર્માલ્ય છે; અને ખુશામતખોર છે.

"મારી ચોફેર ખુલ્લા શસ્ત્રો પડેલા હોવા છતાં એક પણ બેગમને ઉંઘમાં પડેલા મારા ગળા ઉપર તરવાર ફેરવી દઈને વૈરની વસુલાત કરવાનો વિચાર તો ન આવ્યો પણ મારી ખુશામત જ કરતી રહી. જે દેશની પ્રજા આટલી બધી નિર્માલ્ય હોય તે દેશનું રક્ષણ એની અઢળક સમૃદ્ધિમાત્રથી કદી ન થાય." આ સાંભળીને મહમદશાહે મોં નીચું નાંખી દીધું. બેગમો શરમીંદી બની ગઈ.

બેશક, પાટડે સર્વત્ર જામેલી ઉધઈની જેમ જૈનસંઘના વ્યાપકક્ષેત્રમાં વ્યાપી ચૂકેલી નિર્માલ્યતાને માથે સઘળી ખાનાખરાબીનું દોષારોપણ કરીને માથેથી શાસનરક્ષાનો બધો ભાર ઉતારી નાંખવો હોય તો કશો ય વાંધો આવે તેમ નથી. પરન્તુ તેમ કરવામાં બેવફાઈ લાગે છે; રખોપાં તરીકેની કામગીરી કલંકિત થતી જણાય છે. "બીજા ગમે તે કરે મારાથી એમ ન જ કરાય" એવો રણકાર મનમાંથી એકદમ ઊઠી જાય છે.

મહારાજા કુમારપાળ! પોતાનું આખું ય સૈન્ય બેવફા બની ગયું ત્યારે પણ હિંમત હારીને રણમાંથી નાસભાગ કરવાને બદલે માથે આવી પડેલા બોજને એકલપંડે ઉપાડવા માટે એકદમ સજ્જ બની ગયા હતા. હાથી ઉપર અંબાડીમાં બેઠેલા ગુર્જરેશ્વરે મહાવતની પાસેથી સઘળી માહિતી મેળવી લઈને પૂછ્યું કે "મારા પક્ષે આ પળે કોણ છે? તે મને કહે."

મહાવતે કહ્યું, "ગૂર્જરેશ્વર! આપના પક્ષે આપ પોતે; હું મહાવત અને આપણો આ હાથી! તે સિવાય કોઈ નહિ." પૂરી

સ્વસ્થતા સાથે કુમારપાળ બોલ્યા, "ઓહ ? વિજય મેળવવા માટે આપણે ત્રણ તો ઘણાં છીએ."

અને તરત એમણે શત્રુસૈન્ય તરફ હાથીને દોડાવી મૂકયો. ભારે ચપળતાથી અર્ણોરાજના હાથી પાસે પહોંચી જઈને તેને ગળચીમાંથી પકડીને નીચે પછાડયો. તેની છાતી ઉપર કુમારપાળ ચડી બેઠા. વિજયની નોબનો બજી ગઇ.

જેને કેસરીઆ જ કરવા છે એને મરણીઆ થવું જ પડે. જે હાથમાં હોય તેની જ સામે જોવું રહ્યું. પણ મરણીઓ થનાર તો 'એક હજારો' કહેવાય. એની આક્રમકતાને જોનારાઓને ધ્રૂજારી વછૂટી જાય.

જૈનોની–તેમાં ય શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોની–સંખ્યા ખૂબ જ નાની છે. લોકશાહીના યુગમાં સત્ય બહુમતીના પક્ષે ગણાય છે; વિજય પણ બહુમતીના શસ્ત્રે હાંસલ થતો હોય છે. રાતોરાત જૈનોની બહુમતી થાય તે અશકય છે; એટલું જ નહિ પણ આ વર્ગની બહુમતિ સદા માટે અસંભવિત છે. હવે જે લઘુમતિમાં છે એણે તો આત્મબળના ટંકાર ઉપર જ ઝઝૂમવું પડે. લઘુમતિમાં ય વળી ફાટ-ફૂટો છે; નિર્માલ્યતાદિ છે. ત્યાં તો થોડાક જ માણસોએ મર્દ બનીને, યાહોમ કરીને, શાસનરક્ષાના આ જંગમાં ઝંપલાવી દેવું જ રહ્યું.

એને તો કેસરીઆ કરવા સિવાય કોઈ ઉપાય જ નથી. જીવીને ગાળો જ ખાવાની; અને ધનિકોની ચમચાગીરી કરવાથી પ્રાપ્ત થતાં સઘળા-સુખ-વૈભવોને તિલાંજલિ દઈ દેવાની.

સદા ઝઝૂમવાનું; એકલવીર બનીને લડતાં જ રહેવાનું. "જીવ્યા કરતાં ઝઝૂમવું ભલું" એ સૂત્ર જ એનું જીવન. મને પેલો રાજા જયશિખરી યાદ આવે છે, જેના માટે એવી કિંવદંતી સંભળાય છે કે ધડ ઉપરથી માથું જૂદું થઈ ગયા પછી પણ રથનું પૈડું ઘૂમાવતા

રહીને તેણે એકલાએ સેંકડો શત્રુઓના ધડ–મસ્તક જૂદાં કરી નાંખ્યા હતા ! ! !

જેના અંતરે જિનશાસનનો મજીઠીઓ રાગ વસ્યો હશે એ આત્મા એની વર્તમાન દુર્દશાને જોઈને આરામથી એકાદ રાત પણ ઊંઘી નહિ શકે; આરામથી એકાદ ટંકનું ભોજન નહિ કરી શકે.

ભોગરસિકો, જમાનાવાદીઓ, તકવાદીઓ, શ્રીમંતોની ખુશામતખોરી કરીને જ પોતાના દાળ–રોટી ભેગા થતાં તુચ્છ પ્રકૃતિના માનવોની ભરપેટ ગાળો ખાતાં રહીને પણ આગળ ધપવાની જેના રૂવાંડે રૂવાંડે તમન્ના હોય તે જ માણસ શાસનરક્ષાના આ જંગમાં ઝંપલાવી શકે; અને વીરમૃત્યુને વરી શકે.

આવા શાસનપ્રેમીઓને સૌથી વધુ ભય જેટલો બહારના ઇસાઈઓ વગેરેથી નથી એટલો ઘરના માણસોથી હોય છે. એમાં ય જે ખૂબ નીકટના હોય છે એમનાથી જ એમને ભય રહે છે, એ લોકોનો વિશ્વાસઘાત, દગો, પ્રપંચ વગેરે એકાએક આખી બાજીને ધૂળ ભેગી કરી દેવાનું સામર્થ્ય ધરાવતા હોય છે.

સીઝરની વિશ્વવિખ્યાત કથાનું પેલું વાકય, "યુ બ્રુટસ ટુ..." અરે ! અત્યંત વિશ્વાસુ મિત્ર બ્રુટસ ! તું જ મને પકડાવી દેવામાં મદદગાર !

પણ...આ બધાય ઝેર જાણી જાણીને પીવાની આપણી તૈયારી હોય તો જ શાસનરક્ષાના આ અનિવાર્ય જંગમાં આપણે ઝંપલાવી શકીએ. અધવચમાં ગભરાઈને પડતું મૂકીને પીછેહઠ કરીએ તો શાસનનું અત્યંત વધુ અહિત થાય. એના કરતાં ખૂણે બેસીને નમસ્કાર મંત્રનો જપ કરીને સ્વકલ્યાણમાં દત્તચિત્ત બની રહીને જીવનના પૂર્ણવિરામની રાહ જોતાં બેસી રહેવું એ વધુ ઇચ્છનીય ગણાય.

નાનકડી વોરા-કોમ ! પેલા યુવાન કોંગ્રેસીએ જરાક એના ધર્મવિરૂદ્ધ બોલવાનું સાહસ કર્યું કે તરત મુંબઈના દોઢ લાખ વોરાઓ સરઘસ લઈને સચિવાલયે પહોંચ્યા. દિલ્હીને ધ્રૂજાવી મૂક્યું અને એ યુવાન કોંગ્રેસી કાર્યકરને ઠપકો દિલ્હીથી જાહેર કરાયો ત્યારે જ વાતાવરણ શાન્ત થયું.

જયાં બહુમત નથી ત્યા પડકારની ભાષા સિવાય કાર્યસિદ્ધિ સંભવિત જ નથી. પણ આ માટે આપણી નિર્માલ્યતાઓને આપણે દેશનિકાલ કરી શકશું ખરા ?

## સંગઠન

### [૩]

જિન શાસનની મૂળભૂત પરંપરા શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનો પાસે છે. એની રક્ષા એમણે જ કરવાની રહી. દિગંબરો વગેરે પાછળથી નીકળેલા સંપ્રદાયો [મૂળભૂત પરંપરાના ફાંટાઓ] છે. બેશક આપસ આપસમાં સહુ સંપીને રહીએ તો સ્વ સ્વ પરંપરાને દરેક માણસ મજબૂત બનાવી શકે અને બાહ્ય આક્રમણો સામે ચારે ય પરંપરાઓના અનુયાયીઓ સંપી જઈને એક બનીને ઊભા રહે તો આ કાળની દૃષ્ટિએ અતિ ઉત્તમ કક્ષાની એ શાસનરક્ષા ગણી શકાય. પરંતુ ભારે કમનશીબીની વાત છે કે આ ચારે ય સંપીને રહી શકતા નથી. એટલું જ નહી પરન્તુ ચારની એકતા કરવાની આસમાની–સુલતાનીમાં રાચીને કોઈ ભેદી વમળોના ચક્કરોમાં એવા તો ચૂરચૂર થઈ જાય છે કે એકતા તો કયાં ય રહી; પણ એકતાના વાદ નીચે જ ઉગ્ર સંઘર્ષો ખડા થઈ જાય છે.

એટલે હવે 'એકસંપી'ને આદર્શ તરીકે જ રાખીને; એના અમલની મુશ્કેલીને સ્વીકારીને આપણે શાસનરક્ષાની બાબતમાં આગળ વધીએ.

શું માત્ર શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનો શાસનરક્ષા કરી શકે ?

હા...જરૂર.. પણ તે માટે તેમણે સંગઠિત થવું ઘટે, તણખલાં પણ સંગઠિત બનીને દોરડું બની જાય છે ત્યારે મોટા દૈત હાથીને ય આલાનસ્તંભ સાથે બાંધી રાખે છે.

કબૂતરો સંગઠિત થઇને પારધિની આખી જાળ ઉપાડીને ઉડી જાય છે; અને અભય પ્રાપ્ત કરે છે.

લાકડીના કટકાઓ ભારો બનીને મોટા મલ્લના મુક્કા સામે પણ અજેય બની જાય છે.

સંગઠિત શક્તિની જે તાકાત છે એની તો શી વાત કરવી! એનો મહિમા અપાર છે; એની ફલશ્રુતિઓ અપરંપાર છે.

પણ...અફસોસ! વો દિન કહાં... કહેવાય છે કે યુદ્ધની કથા જ રમણીય હોય છે; યુદ્ધ પોતે રમણીય હોતું નથી.

એ જ વાતને પ્રસ્તુત વિષયમાં આ રીતે કહી શકાય કે સંગઠનની વાતો જ રમણીય હોય છે સંગઠનનો જન્મ તો ખૂબ જ જટિલ છે.

વળી સંગઠન કોનું? ગમે તેના સંગઠનની આપણે હિમાયત કરશું? એને તો સંગઠન કહેવાય કે શંભુમેળો કે ખીચડો જ કહેવાય?

જે'તે પક્ષો સાથે સંગઠન કરીને ચૂંટણી જીતેલી કોંગ્રેસની કેવી દુર્દશા થઈ છે તે તો આપણી નજર સામે જ છે. આવા શંભુમેળાના સંગઠન તો સંસ્થાનું વિગઠન કરે...એના કરતાં અ-સંગઠન શું ખોટું?

શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનસંઘ સમસ્તનું સંગઠન કરવું હોય તો તે પણ શાસ્ત્ર સાપેક્ષતાના ધોરણે જ કરવું જોઈએ. ચતુર્વિધ સંઘના જે સભ્યો સંપૂર્ણપણે જમાનાવાદી, ભોગપ્રેમી, તકવાદી કે રાજકારણી બન્યા છે તેમની સાથે શાસ્ત્રચુસ્ત વ્યક્તિઓનું શી રીતે સંગઠન કરે?

ર ! દૂધપાક અને મીઠાનું કદી સંગઠન હોય? એમાં ગુમાવવાનું દૂધપાકને જ છે.

દૂધ અને તેજાબનું કદી સંગઠન હોય? એમાં ફાટી જવાનું દૂધને જ છે. ગમે તેનું સંગઠન કદી હોઈ ન શકે. સંગઠન યોગ્યનું જ હોય. દૂધ અને સાકરનું જ હોય: દૂધપાક અને એલચીનું જ હોય.

વળી જે લોકો જમાનાવાદી છે; જેઓ જમાનાવાદની રીતરસમોથી શાસ્ત્રાજ્ઞાઓમાં ફેરફાર કરવાની વાહીઆત વાતો કરે છે એવાઓ સાથે જ્યારે સંગઠન કરવાની વાત આવે છે ત્યારે શાસ્ત્રચુસ્તોને કાંઈક પણ જતું કરવું પડે છે; બાંધછોડ કર્યા વિના આ સંગઠન થઈ શકતું નથી. આવી બાંધ–છોડવાદી નીતિમાં સત્યને જ હારી જવાનું બને છે. ર+ર=૪; અને ર+ર=૬ એમ કહેનારા બે માણસોનું સંગઠન કરવું હોય તો ર × ર = ૫ એમ કહીને વચલો માર્ગ કાઢવામાં આવે અને જો એ રીતે શાન્તિ તથા સંગઠન સ્થપાતા હોય તો તો બહેતર છે કે ર × ર = ૪ ના સત્યને જગત્ સમક્ષ જીવંત રાખવા માટે ઝગડવું પડે; અને અસંગઠિત રહેવું પડે.

સંગઠનનું બૂમરાણ ન હોય, જે શાસ્ત્રાજ્ઞાઓને માથે સ્વીકારી લે તે બધા ય નું સંગઠન આપોઆપ થઈને જ રહે છે. એને માટે સંમેલનો ન યોજાય.

અને જેમને જમાનાવાદી ધોરણોથી સંગઠન કરવાના છે તેમાં તો સાચ્ચને જ આંચ આવે. એવા સંગઠનો માટે જો સંમેલનો થાય તો પણ એ સંમેલનો વધુ સંઘર્ષનું જ નિમિત્ત બનીને રહે.

શ્વે. મૂર્તિપૂજક જૈનસંઘના કેટલાય સભ્યો સંપૂર્ણપણે જમાવાદના ઘોડાપૂરમાં તણાયા છે, એટલે સમગ્રસંઘનું સંગઠન સંભવિત જણાતું નથી. એમાં કોઈ જૈનાચાર્ય પોતાને જૈન પણ કહેવડાવવામાં શરમ અનુભવે છે; કોઈ જૈનાચાર્ય દિગંબરોની ખુશામત મેળવવા

તેમના મંદિરોમાં એકપક્ષી રીતે દર્શન કરવા દોડી જાય છે; કોઈ જૈનાચાર્ય યુદ્ધમાં જોડાઈ જવાનું જૈન-જવાનોને એલાન કરે છે અને સાધુ સાધ્વીઓને એ સમયે ઘાયલ થએલા સૈનિકો માટે લોહી આપવાનો આદેશ આપે છે. કોઈ વળી લગ્નાદિના મુહૂર્તો કાઢી આપે છે; કોઇ ભારત સરકારને ખુશ કરી દેવાના પ્રયત્નોમાં ગળાડૂબ પડી રહે છે. આવી વ્યક્તિઓ સાથે શી રીતે સંગઠન થાય? પોતાના સિદ્ધાંતોની બાંધછોડ કરીને; કે તેનો સંપૂર્ણ ત્યાગ કરી દઈને જરૂર સંગઠન થઈ શકે પણ તે તો જાજરાનું સંગઠન કહેવાય. એનો શો અર્થ? મંદિરને બદલે ગામ બહાર જાજરૂ બનાવ્યા હોય તો હિન્દુ, મુસ્લિમ, ઇસાઇ, પારસી-સહુ-ત્યાં દોડતા આવે.

એટલે શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોનું પણ સર્વાંગીણ સંગઠન ખૂબ જરૂરી છતાં સંભવિત નથી.

અફસોસ! ઘર જ ફુટયું છે; ત્યાં શું થાય? ઘરમાં જ ઘરને ભાંગી નાંખનારાઓની મોટી જમાત ફૂટી નીકળી છે ત્યાં ઘર પૂરતું ય સંગઠન ક્યાં સંભવિત છે?

તો હવે શું કરવું? શું સંગઠનની વિચારણાને પડતી મૂકી દેવી? અ-સંગઠિતપણે શાસનરક્ષાનો જંગ ખેલી શકાશે ખરો? એમાં સફળતા મળશે ખરી? આવા અનેક પ્રશ્નો જાગે છે.

આ પ્રશ્નો ઉપર વિચાર કરતાં એમ લાગે છે કે નાના પણ વર્તુળરૂપે સંગઠિત તો થવું જોઈએ.

જેઓ શાસ્ત્રચુસ્તતામાં માને છે; જમાનાવાદને અવગણે છે; ભગવાન્ અને ભગવાનના શાસનના ખરેખર પ્રેમી છે તે બધા ય જો કોઇ કારણવશાત્ જૂદા પડી ગયા હોય તો તે કારણો દૂર કરીને તેમનું એક નાનકડું પણ સંગઠન આપમેળે થવામાં જો કોઈ આડશ ઊભી થતી હોય તો તેનું નિવારણ કરી દેવું જોઇએ. તે ખાતર 'કશુંક' જતું પણ કરવું પડે તો તે માટે સહુએ તૈયાર રહેવું જોઈએ.

આ રીતે સબળ એવા વિરોધપક્ષ તરીકેની પણ કામગીરી આરંભી દેવી જોઈએ.

જો કે આ કાળની ભાષામાં બહુમતિમાં હોય તે જ શાસકપક્ષ ગણાતો હોય છે. અને લઘુમતિમાં રહેનાર વિરોધપક્ષ ગણાતો હોય છે, તો ભલે તેમ હો...આપણે વિરોધપક્ષ તરીકે કામગીરી ઉપાડીએ. શાસક-પક્ષની જે કોઈ નીતિ રીતિ કે ગતિવિધિ જિનશાસનનું અહિત કરનારી બનતી હોય તેની સામે પડકાર કરીએ; સંગઠિત બનીને અવાજ ઉઠાવીએ અને એ અયોગ્ય નીતિ-રીતિઓનું નિવારણ કરીને જ જંપીએ. એ શાસકપક્ષ જે કાંઈ સારું કરે એને આપણે બેધડક રીતે સન્માનીએ, એમાં પ્રેરક પણ બનીએ આ રીતે વિરોધપક્ષ બનવા છતાં શાસકપક્ષનો સહકારી-પક્ષ પણ બનીએ.

આવા સબળ વિરોધીપક્ષની અત્યારે જ ખૂબ જરૂર છે. જેમ સમય જાય છે તેમ જિનશાસન વધુ ને વધુ વિકરાળ બનતી જતી આંધીમાં સપડાતું જાય છે. આ સ્થિતિ અત્યંત અસહ્ય છે અને આઘાતજનક છે. શાસનપ્રેમીઓની નિંદ હરામ કરી દે તેવી છે.

વિરોધપક્ષ તરીકેની આપણી કામગીરી બહુમુખી હોવી જોઈએ; મંડનાત્મક; અને ખંડનાત્મક.

એ જ રીતે વિરોધપક્ષે પોતાની કામગીરીનું આયોજન દીર્ઘ દૃષ્ટિપૂર્વક કરવું જોઈએ. ઇસાઇ ધર્મગુરુની વેટીકન કન્ટ્રીમાં ૫૦૦-૫૦૦ વર્ષની ભાવી કામગીરીની કેવી વ્યવસ્થિત નોંધ થતી હોય છે ? અને કેટલી ગણિતબદ્ધ રીતે એ સિદ્ધિઓ તબક્કાવાર હાંસલ થતી રહે છે ?

વહેલામાં વહેલી તકે આવું સબળ સંગઠિત કાર્ય ઉપાડી લઈએ.

અને...એની સાથે સાથે જ આવી કામગીરી માટે જરૂરી અભ્યંતર બળનું જંગી ઉત્પાદન શરૂ કરીએ.

શાસનરક્ષાનો આ કાર્યક્રમ યુદ્ધના ધોરણે ઉપાડવાનો છે એટલે માત્ર બહિરંગ બળોથી વિજય હાંસલ નહિ થાય; અંતરંગ બળોના નિર્માણની પણ એટલી જ આવશ્યકતા રહેશે.

આ અંતરંગ બળોમાં ત્રણ તત્ત્વો આવે છે. તપ, જપ અને કાયોત્સર્ગ.

શક્ય તેટલો વધુ અટ્ઠમ વગેરેનો તપ ગામે ગામ શરૂ થવો જોઈએ. આખું વર્ષ-લગાતાર-અટ્ઠમો વારાફરતી ચાલુ જ રહેવા જોઈએ.

એની સાથે 'નમો જિણાણં જિઅભયાણં' પદનો શક્ય તેટલો વધુ (રોજ ૧૨૦ માળાનો, છેવટે રોજ ૫ માળાનો) જપ પણ કરવો જોઈએ.

એની સાથે શાસનરક્ષા નિમિત્તે લોગસ્સનો વિધિપૂર્વક કાયોત્સર્ગ (૫ લોગસ્સથી માંડીને રોજ ૧૦૦ લોગસ્સ સુધીનો) કરવો જોઈએ. ભૂતકાળમાં શાસનરક્ષાના કાર્યોમાં કાયોત્સર્ગ એ અમોઘ બળ પૂરવાર થયું છે.

આ ત્રણેય અંતરંગ બળોનું ઉત્પાદન મોટા પ્રમાણમાં શરૂ થાય અને શાસનપ્રેમીઓનું એક સબળ સંગઠન થાય તો મને લાગે છે કે બીજી બધી મુશ્કેલીઓનું નિવારણ થાય. હવનમાં 'હાડકાં નાંખવાની દુષ્ટ વૃત્તિઓની અવગણના થાય અને આપમેળે એકધારી રીતે શાસનરક્ષાના કાર્યમાં આગળને આગળ ધસતાં જ રહેવાની પરમસિદ્ધિ પ્રાપ્ત થાય.

જો આવો એકાદ દસકો શાસન રક્ષાના જંગનો પસાર થઈ

જાય તો ઉત્તમકક્ષાના અભ્યુદયના દર્શન કરવાને આપણે જ ભાગ્યશાળી બની શકીએ.

ચાલો ત્યારે શાસનરક્ષાના આ જંગમાં જોડાઈ જવાનું સહુ શાસનપ્રેમીઓને વણમાંગ્યું આમન્ત્રણ છે,

શરત એટલી છે કે :

હવે કોઈની નિંદા-કુથળીમાં પડવાનું નહિ.

સ્વ-બળના ઉત્પાદન માટે ગુરુકૃપાદિ મેળવવા માટે દત્તચિત્ત બની જવાનું.

ચારિત્રનું નિર્માણ કરવાનું.

સુખીઓ વધુને વધુ સંપત્તિ આપે;

માતાપિતાઓ તેજસ્વી સંતતિ આપે.

સહુ આ કાર્યમાં હાર્દિક સંમતિ આપે.

ચાલો, મોડું ન કરો...વિચારવા ન થોભો.

યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે.



# શાસનોપકાર

## [૪]

શ્રીજિનશાસનની રક્ષા કરનારા આપણે તે કોણ? એ જ આપણી રક્ષા કરી રહ્યું છે ત્યાં.

એટલે રક્ષાને સેવાના જ પર્યાય તરીકે વિચારવી જોઈએ. અથવા તો 'શાસન રક્ષા' જ્યાં કહેવામાં આવે ત્યાં યોગ્યતા પ્રમાણે 'શાસન' શબ્દનો અર્થ સંઘ કરવો જોઈએ.

જિનશાસનનો જગત ઉપર સર્વોત્કૃષ્ટ જો કોઈ ઉપકાર હોય તો તે એક જ છે; જગદ્-દર્શન... અને પછી જગત્પતિ-દર્શન.

કોઈએ રાગની ખતરનાકતા ન સમજાવી; કોઈએ દૂષને ખૂબ ભયંકર દોષ ન કહ્યો; જેવો આ શાસને કહ્યો.

જો રાગદ્વેષ બહુ ખરાબ ન હોય તો જગત્ આખું ય સોહામણું લાગી જાય. જો રાગાદિદોષો ખરાબ સમજાય તો આખું ય જગત્ અત્યંત બિહામણું લાગે. સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જેમ્સ જીન્સે જે કહ્યું છે કે, "વિજ્ઞાનની મોટામાં મોટી શોધ જો કોઈ હોય તો એ જ છે કે, "જગત્ જેવું દેખાય છે તેવુ નથી."" આ તો એ શાસનપતિએ જ કહેલી વાતનું પુનરાવર્તન નથી શું?

જગત સહુને લાગે છે 'સોહામણું; પણ હકીકતમાં એ છે; અત્યંત બિહામણું; વિપાકકટૂતા આદિના કારણે.

જેને કાશ્મીરી શાલ, રૂપાળી નાર, કે મનમોહક પાક કહો છો તે બધા ય હકીકતે તો અણુપરમાણુઓના પુંજ સિવાય બીજું કશું જ નથી!

આ વાસ્તવદર્શન જ જગત્ ઉપરનો આપણો કારમો રાગ ઉપાડી લે છે; રાગમાંથી પેદા થતો દ્વેષ પણ ઉઠાવી લે છે. પછી વિરક્તિની એક એવી તાજગીભરી મસ્તી પેદા થાય છે કે જેના અસ્તિત્વમાં જૂઠ, પ્રપંચ, કાવાદાવા, વિશ્વાસઘાત, લાંચ–રૂશ્વતખોરી, હરામખોરી વગેરે કોઈ પણ અશુભ તત્ત્વનો ચિત્તમાં કે જીવનમાં પ્રવેશ જ સંભવિત બનતો નથી.

જાગતનું પૂર્ણ દર્શન એટલે જ સમ્યગ્દર્શન, જિનશાસનના કારખાનામાં જ આ સમ્યગ્દર્શનના ચશ્માનું ઉત્પાદન થાય છે. જે આ ચશ્મા લગાવે છે એને જગત્નું વાસ્તવિક દર્શન થઈ જ રહે છે. આ દર્શન થયા પછી એ આત્મા સ્વદોષદર્શન કરીને સ્વદોષ નાશ માટે સજ્જ બને છે અને તેની સાથે જ પરગુણદર્શન કરીને પર-પ્રીતિ માટે જાગરુક બને છે.

પરમાત્માએ જે 'શાસન' નામની સંસ્થા સ્થાપી એનો સૌથી મોટો ઉપકાર આ જગત્દર્શન અને તેના દ્વારા પ્રાપ્ત થતી અના-સક્તિ છે. જે સર્વદોષના પ્રવેશને મનાઇ ફરમાવે છે.

આ ઉપરથી એવી વ્યાપ્તિ આપણે જરૂર બાંધી શકીએ કે જ્યાં રાગ—રોષના નાશ તરફની કોઈ પણ ગતિવિધિ નથી ત્યાં શાસન નથી, હા; ત્યાં ધર્મ [ધર્મ ક્રિયા] હોઇ શકે પણ ત્યાં શાસન તો ન જ હોય. એવા આત્માને ધર્મી કહી શકાય પરન્તુ શાસન પ્રવિષ્ટ તો ન જ કહેવાય. પૂર્વભવોમાં અનંતા ધર્મો કરવા છતાં આપણો મોક્ષ થયો નથી એનું મુખ્ય કારણ આ જ હતું કે તે ધર્મોની સાથે શાસન ક્યારે ય ન હતું.

આ જ કારણે "જયવીયરાય" ના પ્રાર્થના સૂત્રમાં પરમાત્મા

સમક્ષ અનેક પ્રાર્થનાઓ કર્યા પછી ખૂબ જ અર્થગંભીર રીતે કહ્યું કહ્યું છે કે સઘળા ય મંગળોનું પણ જે મંગળ છે; સઘળાં ય કલ્યાણોનું પણ જે કલ્યાણ છે અને સઘળા ય ધર્મોમાં જે પ્રધાન છે તે મંગળભૂત કલ્યાણભૂત અને પ્રધાનભૂત તો શ્રીજિનેશ્વરનું શાસન જ છે.

આજના ધર્મી સમાજની પરિસ્થિતિ અત્યંત દુઃખદ છે; એક માણસ ધર્મ [ ધર્મક્રિયા ] ખૂબ કરતો હોય છતાં તે શાસનમાં ન હોય; કેમકે ધર્મક્રિયાદ્વારા તેના રાગાદિ દોષનો નાશ થતો ન હોય. સૌથી મુખ્ય શાસન હોવા છતાં તે 'બિચારું' બની જાય અને તેના આશ્રિત જેવા ધર્મો જ પ્રધાનભૂત બની જાય એ કેવું ?

ખાવું, પીવું, પહેરવું, ફરવું એ બધી ક્રિયાઓ ( objects) છે પણ તેનો પ્રાણાધાર તો આત્મા (Subject ) જ છે. આજનો ભોગરસિક માનવ ખાવા, પીવાદિની ક્રિયાઓને જ મહત્ત્વ આપે અને તેના પ્રાણભૂત તત્ત્વ-આત્મા—ને કશું ય મહત્ત્વ ન આપે તો તે કેવું બેહૂદુ લાગે ?

આવી જ છે; આજની ધર્મક્રિયાઓ. તેમાં 'શાસન' ક્યાં ય દેખાતું નથી.

ઉપધાન, ઉજમણા, સંઘો, જૈની દીક્ષાઓ વગેરે...મંગળો તો ખૂબ થતાં દેખાય છે પરંતુ તે મંગળોની પણ સફળતા જે માંગલ્યના કારણે છે તે શાસન જ તેમાં લગભગ જણાતું નથી.

ધર્મો ઘણા વધ્યા છતાં જૈનસંઘ દીપતો નથી એનું મુખ્ય કારણ તેમાં શસાનનો અભાવ છે.

શરીરે વધેલા સોજાથી સશક્તતાનું કદી અનુમાન થાય ખરું ?

ટી. બી. ના ઇન્જેકશનો લેવા દ્વારા વધેલા વજનથી આરોગ્ય (શક્તિ) નું માપ કદી નીકળે ખરું ?

ઓછું-વત્તું પણ શાસન [ સુખરાગની સૂગ ] તો સર્વત્ર હોવું જ જોઈએ. એકલા ધર્મો કદી મોક્ષ આપી શકતા નથી. અને એવા ધર્મો ભવિષ્યમાં પણ કદી મોક્ષ આપી શકનાર નથી. જો આપણે મોક્ષ માટે જ તપ, ત્યાગ, જપથી માંડીને સાધુજીવનના ઘોર અને ઉગ્ર કષ્ટો વેઠતા હોઈએ તો આપણે આ જીવલેણ ભ્રમમાંથી ખૂબ જલદી નીકળી જવું પડશે કે, 'ધર્મની ખૂબ ક્રિયાઓ કરવા માત્રથી આપણને મોક્ષ મળી જશે.'

શાસનવિહોણા ધર્મો તો પરંપરયા દુર્ગતિના ખાડામાં નાંખે છે. જ્યારે શાસનસાપેક્ષ અધર્મોની પણ દુર્ગતિમાં દીર્ઘકાળ સુધી પટકી નાખવાની કોઈ તાકાત નથી.

જો આપણે સર્વવાસના-મોક્ષ પામવો હોય તો શાસન-યુક્ત ધર્મોની અભિમુખ થવું પડશે, નહિ તો ખૂબ ધર્મ કરનારા હોવાથી 'ધર્મી' અને 'શાસનરસિક' તરીકેની ભ્રામક ખ્યાતિમાં ફસાઈ જઈને જીવન હારી જઈશું.

જગચિંતામણિ-સૂત્રના તે શબ્દો મને યાદ આવે છે, 'જયંતુ અપ્પડિહયસાસણ'—પરમાત્માનું શાસન અપ્રતિહત છે, હા, ખરેખર અપ્રતિહત છે. એના અસ્તિત્વમાં અધર્મોની પણ દુર્ગતિપ્રાપકતાની શક્તિ હણાઈ જાય છે. અર્થાત્ અધર્મો પણ શાસનસાપેક્ષ આત્માનું અકલ્યાણ કરી શકતા નથી.

કેવો અસીમ ઉપકાર છે; શ્રી જિનશાસનનો કે જે જગત-દર્શન કરાવે છે; અને અનિવાર્ય રીતે જીવનમાં ત્રાટકતાં અધર્મોની મારક-શક્તિને ખતમ કરી દઈને જીવાત્માને કલ્યાણપંથે દોરી જાય છે !



## શાસનરક્ષા

## [૫]

ત્રૈકાલિક જગતના સર્વજીવોના હિતની જેણે ચિંતા કરી; સુખરાગ અને દુઃખદ્વેષની મહાપાપમયતાને સમજાવીને જેણે અનંત આત્માઓને સત્યનું ભાન કરાવ્યું એવા એ જિનશાસનની (જૈનસંઘની) ઉપર કોઇ આફત આવે ત્યારે તેની રક્ષા કરવા માટે આપણે સહુએ સાબદા બનવું જ રહ્યું. જૈનકુળમાં જન્મ્યા ત્યારથી જ આપણે સહું તીર્થંકર પરમાત્મા મહાવીરદેવના સેવક તો છીએ જ પણ હવે વીરના સૈનિક બનીએ. શાન્તિકાળમાં આપણે વીરસેવક પણ યુદ્ધકાળમાં તો આપણે વીરસૈનિક જ બની રહેવાનું છે.

એક સમય હતો કે જ્યારે બાહ્ય કે અભ્યંતર કોઈ યુદ્ધ ન હતું અને ત્યારે જૈનસંઘના તમામ અંગો—આચાર્ય ભગવંતો વગેરે—જિનશાસનના ભવ્યથી ભવ્ય—અતિ ભવ્ય અભ્યુદય માટે લાગી પડ્યા હતા. લહીઆઓ **રાત ને દી શાસ્ત્ર** ગ્રન્થો લખતા હતા; મુનિવરો શાસ્ત્રરચના કરતા હતા; આચાર્યદેવો રાજવીઓને આકર્ષતા અને ધર્મ પમાડતા હતા અને તેમના દ્વારા જૈનસંઘને અભ્યુદયની ટોચે મૂકતા હતા. રાજસભામાં પણ કલાકો સુધી ધર્મ-ચર્ચાઓ થતી. રાજાઓ પણ તે તે ધર્મોના મંદિરો વગેરેના પુનરુ-દ્ધારાદિમાં જીવંત રસ લેતા. એ રાજપુરુષો વિદ્વજ્જનોની ભારે કદર

કરતા; વિદ્વત્સભાઓની સ્થાપના કરતા; વાદો થતાં અને નુતન શાસ્ત્ર રચનાઓ પણ થતી. આવું તો કેટલું ય રચનાત્મક કાર્ય થતું.

પણ આજે કાળપુરૂષે પોતાનું પડખું ફેરવ્યું છે. એ કાળ હતો; ધર્માભ્યુદયનો. વર્તમાનકાળ છે; સર્વ આર્યધર્મોના સમૂળ ધર્મધ્વંસનો.

બિનસાંપ્રદાયિકતાના પ્રપંચી સિદ્ધાન્તને અંગ્રેજોએ ભારતીય બંધારણમાં આબાદ ઘુસાડી દીધો અને ભારે જંગી બહુમતિ ધરાવતા હિન્દુ પ્રજાના ધર્મોને વિકસાવવાનું બંધ કરી દેવાની ક્રૂર નીતિ અપનાવી. લઘુમતિના રક્ષણના નામે જંગી બહુમતની હિન્દુ પ્રજાને અને તેની જીવાદોરી સમા ધર્મો અને તેની વાડસમી સંસ્કૃતિની અવગણના કરી.

મને કહેવા દો કે હાલ વધી રહેલા દેખાતા કેટલાક ધર્મો [ધર્મક્રિયાઓ] ફુગાવાની સ્થિતિમાં છે.

મને કહેવા દો કે સદ્ધર દેખાતાં પાટડાને ઊધઈ ઓ ક્યારની લાગી ચૂકી છે.

મને કહેવા દો કે અંદરના જ બુદ્ધિજીવી જમાનાવાદી માણસોને હાથા બનાવીને તે તે ધર્મોનો નાશ કરવાની પ્રક્રિયા ક્યારની ચાલુ થઇ ગઈ છે.

મને કહેવા દો કે તીર્થસ્થાનો, શાસ્ત્રગ્રંથો વગેરેનો 'વિકાસ' 'સુધારા' વગેરે દ્વારા વ્યવસ્થિત રીતે વિનાશ કરાવાઈ રહ્યો છે.

મને કહેવા દો કે આની પાછળ હિન્દુસ્તાન છોડીને 'ચાલ્યા જવાનો' દેખાવ કરનારા ઈસાઈ લોકોનું જ ભેજુ કામ કરી રહ્યું છે. તેમના દેખીતા શાસનકાળમાં તેમણે **શિક્ષણ દ્વારા** જ દેશી-અંગ્રેજોને તૈયાર કર્યા તેમના જ હાથે તેમના જ ધર્મો અને સંસ્કૃતિઓની તેમના જ હાથે કત્લેઆમ ચલાવાઈ રહી છે.

મને કહેવા દો કે બિનસાંપ્રદાયિકતા, સમાજવાદ, સંતતિનિયમન,

સમાનતા, વગેરે દ્વારા આ દેશની પ્રજાની વિના-યુધ્ધે અઘોર કત્લે-આમ થઇ રહી છે. માતાના ગર્ભમાં જ બાળકોને (ગર્ભપાત દ્વારા) કાપી નાંખવાના ઘોર કીમીઆઓ-હજારો-અમલમાં મુકાઇ ગયા છે.

આવી ભેદભરમોથી ભરપૂર પરિસ્થિતિમાં આપણે જીવીએ છીએ. ધીકતી ધરા ઉપર ધર્મ ઊભો છે. આવા સમયે પૂર્વના કાળ જેવી ધર્મગોષ્ઠિઓ, ધર્મસભાઓ, રે! શાસ્ત્રસર્જનો જેવી પ્રવૃત્તિઓને અવકાશ પણ ક્યાં છે?

વિના શસ્ત્રે, વિના શત્રુએ, મૈત્રીના દાવે, ઘરના જ માણસો દ્વારા ખૂનખાર જંગ તમામ ધર્મશાસનોના ધરતી ઉપર જ્યારે ખેલાઈ રહ્યો હોય ત્યારે ઉંઘવાને ય અવકાશ ક્યાં છે? શાન્તિથી બેસીને ય ખાવાને સમય ક્યાં છે?

શું રોમ ભડકે બળતું હતું ત્યારે પેલો કુખ્યાત નીરો ફીડલ વગાડતો હતો!

અફસોસ! જેમને આ ક્યારના શરૂ થઈ ચૂકેલા પોતાની જ ધરતી ઉપરના ખૂનખાર જંગની ગંધ પણ આવી નથી; કદાચ એની ગંધ આવી હશે તો લાપરવાઈ અને નિર્માલ્યતાના કારણે શાસ્ત્ર-વચનોની દિવાલોની આડશ ઊભી કરીને જેઓ યુદ્ધકીય સ્થિતિમાં પણ 'સબ-સલામત'નો વાયર-લેસ સંદેશ ભક્તોને સુણાવી રહ્યા છે એવા પણ શાસન-સંરક્ષકો (!) નો આ ધરતી ઉપર તોટો નથી! કેટલી બધી કમનસીબીની આ બીના છે!

ખેર...બીજાની સામે જોવા જેટલી પણ હવે આપણને ફુરસદ હોવી ન ઘટે. બીજાઓને કદાચ રચનાત્મક ધર્મપ્રવૃત્તિ કરવાનો રસ હોય તો ભલે તેઓ તેમજ કરે. આપણે તેમની ખૂબ અનુમોદના જ કરીએ. પણ એમના એ ધર્મકાર્યોની જ્વલંત ભાવી પરંપરાને મૂળ-માંથી જ ઊખાડી નાંખે તેવા ઘરના જ માણસોના ભયાનક આક્રમણોને

મારી હઠાવવા આપણે તો શાસનરક્ષક વીર સુભટો જ બની રહીએ. ક્યારના સળગી ઊઠેલા સરહદના સીમાડાઓ ઉપર જ આપણે દિવસે ડેરા–તંબૂ નાંખીને પડાવ કરીએ; ત્યાં જ રાતે પથારી કરીએ.

બેશક, તે રચનાત્મક વલણવાદીઓ પાસે આપણી એટલી અપેક્ષા જરૂર છે કે તેમના કાર્યમાં જેમ આપણી અનુમોદના છે તેમ આપણા કાર્યમાં તેમની અનુમોદના આપણને પ્રાપ્ત થાય. આથી પ્રવૃત્તિ રચનાત્મક અને મંડનાત્મક–વિરોધી દેખાતી હોવા છતાં પરસ્પરનું સૌહાર્દ એવું સરસ બની રહે કે એકબીજાની નિંદામાં પડીને આપણે જીવસટોસટનો જંગ હારી ન જઈએ અને આમ છતાંય જો આપણી આ અપેક્ષા પૂર્ણ ન થાય તો ય કશો રંજ ન રાખીએ. આપણે આપણું કામ કર્યે જ જવાનું. એ ધર્મધુરંધરોના રચનાત્મક ધર્મ કાર્યો સદા માટે બની રહે અને આર્ય પ્રજા સદાની ધર્મજ્યોતે ઝળહળતી રહે એ માટે આપણે તો સળગતા સીમાડાઓને જ સંભાળવાના.

કોઈ સાથ આપો કે ન આપો; આપણે આપણું કાર્ય જારી રાખવાનું.

એક જ વાત; સર્વકલ્યાણકર પ્રભુશાસનની રક્ષા. સેવા માટે જીવવાં કરતાં ઝૂઝવું ભલું.

આપણે બનીએ વીરશાસનના વીરસૈનિક! સૈનિક પાસે તો યુદ્ધના કાળમાં યુદ્ધની જ હવા હોય; યુદ્ધના જ નારા હોય; શાન્તિની વાતોની એમની પાસે તો અપેક્ષાય ન રાખી શકાય. ક્રૂર–કપટભર્યા યુદ્ધમાં તો સરળતા અને નિખાલસતાનેય એણે ક્યારેક અભરાઈએ મૂકવા પડે. એ તો એની વ્યૂહરચના છે. દરેક બોલને એકજ રીતે જો બેટસમેન ફટકારે તો તરત જ આઉટ થાય. એ તો જેવો બોલ તેવો 'સ્ટ્રોક'. વીર વસ્તુપાળ વગેરેએ દિલ્હીના બાદશાહ વગેરે સાથે

કેવી કુનેહભરી વ્યૂહરચનાઓ ગોઠવી હતી ? આપણે પણ એ કુનેહ કેમ ન દાખવીએ ?

આજે તો રચનાત્મક કાર્યવાદીઓ સૈનિકો પાસે પણ રચનાત્મક કાર્યની અપેક્ષા રાખવાની વાતો કરીને પોતાની ભારોભાર મૂર્ખતાનું પ્રદર્શન કરે છે. રે ! સૈનિક તો યુદ્ધભૂમિએ ચડેલો રજપૂત છે. શાસનરાજયનું જે એક અંગ છે; સૈન્યબળ. તેમાં જોડાએલા સૈનિક પાસે તમે યુદ્ધના સમયે રચનાત્મક કામગીરીની અપેક્ષા જ શી રીતે રાખી શકો ? હા...એ વાત ચોક્કસ છે કે જે ધર્માત્માઓ રચનાત્મક કામગીરીમાં ઓતપ્રોત હોય તેમની હાર્દિક અનુમોદના તે સૈનિક પાસેથી જરૂર મળવી જોઈએ; અને આ અનુમોદના જ તેની રચનાત્મક કામગીરી છે.

જેની જે તાકાત તે રીતે તેનું તે ક્ષેત્રમાં કાર્ય. આપણે બધા પાસે બધી અપેક્ષા કદી ન રાખી શકીએ. શાસનરક્ષાર્થ સૈનિકો પણ જોઇએ જ. તેમના હાથના સપાટા આક્રમકોને જોવા જ પડે; એ વિના એમની સાન ઠેકાણે આવે પણ નહી.

સમયનો તકાજો તો એવો છે કે આર્યસંસ્કૃતિપ્રેમીના કે જૈન ધર્મીના દરેક ઘર દીઠ એક યુવાને સૈનિક તરીકે ભરતી થવું જ જોઈએ. આ સૈનિક આક્રમકોના દાંત ખાટા કરીને શાસનરક્ષા કરે; અને પોતાના જીવનને ધર્મસાપેક્ષ બનાવીને પણ શાસનરક્ષા કરી શકે. બેય બાજુના ચક્રો ખૂબ જીવંત રીતે ગતિમાન બનવા જોઈએ. રાષ્ટ્ર ઉપરના યુદ્ધકીય કાળનું વાતાવરણ તમે જોયું ? અખબારો, રેડીઓ, સામયિકો, રાજદ્વારી માણસોના ભાષણો બધાય એકી સાથે કેવા જોરશોરથી યુદ્ધની વાતો કરે છે ? યુવાનોને લશ્કરમાં ભરતી થઇ જવાની હાકલ કરે છે ? પોરસ ચડી જાય તેવા ગીતોના પ્રસારણ કરે છે ?

મને તો તમામ આર્યધર્મો ધરતી ઉપર ખૂનખાર યુદ્ધ ક્યારનું

શરુ થઈ ગએલું જણાય છે, પણ આ યુદ્ધમાં હાકોટા નથી, શસ્ત્રો નથી, વિમાનો ઊડતા નથી. સ્ટીમરો દોડતી નથી, એટલે આવા જ યુદ્ધમાં યુદ્ધ સમજનારા આર્યો આ શાન્તિના દેખાવવાળા ત્રીજા વિશ્વયુદ્ધસ્વરૂપ ખૂનખાર યુદ્ધને યુદ્ધ માનવાને જ તૈયાર નથી એ ખૂબ જ આઘાતજનક બીના છે.

વસ્તુતઃ શત્રુઓ તરફના લોહીઆળ યુદ્ધ કરતાં તો અતિ ભારે આ જંગ ચાલી રહ્યો છે; જેમાં મિત્રો જ લડી રહ્યા છે અને શાન્તિના અંધારપટ નીચે આર્યોની નજર છેતરી છે; અચ્છામાં અચ્છી બુદ્ધિ ધરાવતી હિન્દુ પ્રજાની બુદ્ધિની પણ નજરબંધી કરી લીધી છે અસ્તુ.

જે બન્યું તે બની ગયું. હવે સાબદા બનીએ. આપસ આપસની નિંદાખોરી, તેજોવધ પ્રવૃત્તિ, નિર્માલ્યતા વગેરેમાંથી જલદીમાં જલદી બહાર નીકળીએ અને આવી પડેલા ભીષણ યુદ્ધને જીતવા માટે મરણીઆ થઈએ; છેવટે કેસરીઆ કરીએ.



## હતાશ ન થાઓ

[૬]

પરિસ્થિતિનું ઝીણવટથી દર્શન કરતાં એ વાત તો ચોક્કસપણે સમજાય છે કે રોગ ધાર્યા કરતાં વધુ ઉગ્ર બની ચૂકયો છે. કદાચ એમ પણ કહેવાનું કોઈ માણસ સાહસ કરી દે કે, "હવે મોત તો નિશ્ચિત જ છે. કદાચ પ્રયત્નોથી એને થોડું દૂર ઠેલી શકાશે પણ નિવારી તો નહી શકાય."

અર્ધદગ્ધ માણસોએ, સત્તા, સંપત્તિ આદિની પુણ્યાઈથી ફાટી ગએલા સંતો અને જમાનાવાદી દેશી અંગ્રેજોને આ વાત પેટ ભરીને હસવા જેવી લાગે તો જરાય નવાઈ પામવા જેવું નથી. આવા તો આજે હિન્દુસ્તાનમાં લાખો નિર્માલ્ય નીરો છે જેઓ પોતાની ફીડલ ભક્તિમાંથી ઊંચા જ આવતા નથી.

હકીકતમાં આવા લોકોને આ દેશ; તેની પ્રજા; તેની સંસ્કૃતિ, તેના જાજરમાન મોક્ષપ્રાપક ધર્મો વગેરે જીવે કે જહન્નમમાં જાય તે બધું સરખું જ જણાતું હોય છે. આ બધાયના નામે પોતાનું ચરી ખાવાની વૃત્તિએ એમના જીવનના તમામ ક્ષેત્રમાં પોતાના ડેરા-તંબૂ નાંખી દીધા છે. માનપાન અને ખાનપાનમાંથી આ મહા-સ્વાર્થાન્ધ અને સર્વદ્રોહી લોકો કદી ઊંચા જ આવતા નથી. આવાઓની આસપાસ જી-હજૂરીઆઓનું ટોળું સતત જોવા મળે છે અસ્તુ.

ગોરા લોકો—પછી તે અમેરિકન હોય કે રશીઅન હોય—આજે પણ આ હિન્દુસ્તાન ઉપર રાજ કરી જ રહ્યા છે. એમણે આ દેશના 'હિન્દુસ્તાન' નામમાં હિન્દુ શબ્દ હતો માટે જ તે આખું નામ પણ ઉડાવી દીધું અને 'ભારત' કે 'ઈન્ડિયા' નામ ફેલાવી દીધું.

અને કંગાળ આપણે હિન્દુઓ! રે! ભૂલ્યો, દેશી અંગ્રેજો! એમના ચમચાઓ! એ નામશેષ કરાતી હિન્દુ પ્રજાની એમની તરકીબને આપણે વધાવી લીધી!

હવે તો પરિસ્થિતિ એવી વણસી છે કે એ લોકો જે ઢાંચો ગોઠવીને ગયા છે એથી ધર્મ કરો તોય; સંસ્કૃતિ સામે ઝુંબેશ ઉઠાવવાની હાકલ કરો તોય એ બધુંય ધર્મ અને સંસ્કૃતિનું નાશક જ બની રહે છે. પેટના આંતરડા જ નબળા પડી ગયા હોય પછી તેમાં ચણાનું વેસન નાંખો તોય શક્તિશોષ થાય અને દૂધ કે ઘી ખાઓ-પીઓ તોય શક્તિશોષ થાય.

પુસ્તકો છપાવીને આ સંસ્કૃતિનાશની ભેદી કારવાહી જાહેર કરવામાંય પ્રેસના યન્ત્રવાદને ઉત્તેજન મળી જાય છે.

ધાર્મિક શાસ્ત્રગ્રંથોને પુનર્મુદ્રિત કરાવીને તેની રક્ષા કરવા જતાં હસ્તલિખિત સાહિત્યના સર્જનમાં ભયંકર ઘટાડો થાય છે.

તીર્થોમાં સગવડ આપીને યાત્રિકોની સંખ્યા વધારો તોય તીર્થોની તારકતા નષ્ટ થઈને તે બધાય હવા ખાવાના હીલ–સ્ટેશન જેવા બની જાય છે.

મુનિજીવન પામીને સંસ્કૃતિરક્ષા માટે બહુમતવાદ આદિ ઉપર જ આધારિત થતી સંસ્થા વગેરે સ્થપાય તોય તેમાં અંતે એવો કંકાસ જાગે છે કે એ સંસ્થા મરતી મરતી પણ પ્રભુશાસનને ધક્કો મારતી જાય છે.

મંદિરોના જીર્ણોદ્ધાર દ્વારા જીવંત કરાતી તેની કલાકારીગીરી

એ જ મંદિરોની દર્શનીયતાને નષ્ટ કરે છે અને 'પ્રદર્શન'નું સાધન બની જાય છે. ધર્મપ્રચાર કે સંસ્કૃતિ પ્રસારની ધૂન વેગ પકડે છે ત્યારે ધર્મનો મૂળભૂત પ્રભાવ નષ્ટ થઈ જાય છે.

સ્થૂળ પરિબળો દ્વારા સંસ્કૃતિ રક્ષા કરનારાઓના પોતાના જ જીવનમાંથી સૂક્ષ્મપરિબળો નષ્ટ થવા લાગે છે.

આમ સંસ્કૃતિરક્ષા કાજે આપણે જે કાંઇ હાર્દિક અને વાસ્તવિક પણ પ્રયત્ન કરીએ તેય અંતે તો સંસ્કૃતિનાશમાં જ પરિણમે. લોખંડી વાતાવરણ ગોરાઓએ ચોમેર જમાવી દીધું છે.

જે સંસ્કૃતિચાહકને આ કટુ વાસ્તવિકતાનું દર્શન તીર્થોમાં થાય તે શું નીરો બનીને ફીડલ બજાવશે? શું તે 'સબસલામત'ની સાયરન વગાડશે? અફસોસ.

ખેર...પણ તોય આપણે હતાશ થઈ જવાની કશી જરૂર નથી. આર્યાવર્તની સંસ્કૃતિનો થઈ ચૂકેલો મહાનાશ જ આપણામાં તીવ્ર આશીર્વાદ પૂરે છે.

આર્યાવર્તની આ મોક્ષમૂલક ધર્મપ્રધાન સંસ્કૃતિ હજારો વર્ષોથી જીવંત રીતે આ ધરતી ઉપર છાઈ ગઈ હતી. અઘોર આક્રમણો સામે પણ એ નષ્ટ ભ્રષ્ટ થઈ ન હતી. ક્યારેક એ સંસ્કૃતિની જીવાદોરીશા મંદિર વગેરે ધર્મસ્થાનો, શાસ્ત્રગ્રન્થો, ધર્માત્માઓ ઉપર વિનાશની તરવાર ચલાવાઈ તો તરત જ સંસ્કૃતિભક્તોએ તે ખાલી પડેલી જગાઓ સવાઇ વેગથી પૂરી દીધી! રાજા, મહારાજાઓએ પણ આ માતા–સંસ્કૃતિની રક્ષા કરી છે. હજારો મંદિરોના નિર્માણમાં એમનો સક્રિય સાથ અને સહકાર મળ્યો છે. બિનસાંપ્રદાયિકતાના નામે તમામ મંદિરોની અવગણના કરવાનો ધિક્કારપાત્ર આજનો કીમીઓ આ દેશના મુસ્લિમ રાજાઓએ પણ અપનાવ્યો નથી. હિન્દુઓએ મસ્જીદો બાંધી આપી છે; મુસ્લિમોએ મંદિરો ચણી આપ્યા છે.

આવી બદ્ધમૂલ હતી; આપણી સંસ્કૃતિ. હવે જો હજારો વર્ષો

ગોરા લોકો-પછી તે અમેરિકન હોય કે રશીઅન હોય-આજે પણ આ હિન્દુસ્તાન ઉપર રાજ કરી જ રહ્યા છે. એમણે આ દેશના 'હિન્દુસ્તાન' નામમાં હિન્દુ શબ્દ હતો માટે જ તે આખું નામ પણ ઉડાવી દીધું અને 'ભારત' કે 'ઈન્ડિયા' નામ ફેલાવી દીધું.

અને કંગાળ આપણે હિન્દુઓ ! રે ! ભૂલ્યો, દેશી અંગ્રેજો ! એમના ચમચાઓ ! એ નામશેષ કરાતી હિન્દુ પ્રજાની એમની તરકીબને આપણે વધાવી લીધી !

હવે તો પરિસ્થિતિ એવી વણસી છે કે એ લોકો જે ઢાંચો ગોઠવીને ગયા છે એથી ધર્મ કરો તોય; સંસ્કૃતિ સામે ઝુંબેશ ઉઠાવવાની હાકલ કરો તોય એ બધુંય ધર્મ અને સંસ્કૃતિનું નાશક જ બની રહે છે. પેટના આંતરડા જ નબળા પડી ગયા હોય પછી તેમાં ચણાનું વેસન નાંખો તોય શક્તિશોષ થાય અને દૂધ કે ઘી ખાઓ-પીઓ તોય શક્તિશોષ થાય.

પુસ્તકો છપાવીને આ સંસ્કૃતિનાશની ભેદી કારવાહી જાહેર કરવામાંય પ્રેસના યન્ત્રવાદને ઉત્તેજન મળી જાય છે.

ધાર્મિક શાસ્ત્રગ્રંથોને પુનર્મુદ્રિત કરાવીને તેની રક્ષા કરવા જતાં હસ્તલિખિત સાહિત્યના સર્જનમાં ભયંકર ઘટાડો થાય છે.

તીર્થોમાં સગવડ આપીને યાત્રિકોની સંખ્યા વધારો તોય તીર્થોની તારકતા નષ્ટ થઈને તે બધાય હવા ખાવાના હીલ-સ્ટેશન જેવા બની જાય છે.

મુનિજીવન પામીને સંસ્કૃતિરક્ષા માટે બહુમતવાદ આદિ ઉપર જ આધારિત થતી સંસ્થા વગેરે સ્થપાય તોય તેમાં અંતે એવો કંકાસ જાગે છે કે એ સંસ્થા મરતી મરતી પણ પ્રભુશાસનને ધક્કો મારતી જાય છે.

મંદિરોના જીર્ણોદ્ધાર દ્વારા જીવંત કરાતી તેની કલાકારીગીરી

એ જ મંદિરોની દર્શનીયતાને નષ્ટ કરે છે અને 'પ્રદર્શન'નું સાધન બની જાય છે. ધર્મપ્રચાર કે સંસ્કૃતિ પ્રસારની ધૂન વેગ પકડે છે ત્યારે ધર્મનો મૂળભૂત પ્રભાવ નષ્ટ થઈ જાય છે.

સ્થૂળ પરિબળો દ્વારા સંસ્કૃતિ રક્ષા કરનારાઓના પોતાના જ જીવનમાંથી સૂક્ષ્મપરિબળો નષ્ટ થવા લાગે છે.

આમ સંસ્કૃતિરક્ષા કાજે આપણે જે કાંઇ હાર્દિક અને વાસ્તવિક પણ પ્રયત્ન કરીએ તેય અંતે તો સંસ્કૃતિનાશમાં જ પરિણમે. લોખંડી વાતાવરણ ગોરાઓએ ચોમેર જમાવી દીધું છે.

જે સંસ્કૃતિચાહકને આ કટુ વાસ્તવિકતાનું દર્શન તીર્થોમાં થાય તે શું નીરો બનીને ફીડલ બજાવશે? શું તે 'સબસલામત'ની સાયરન વગાડશે? અફસોસ.

ખેર...પણ તોય આપણે હતાશ થઈ જવાની કશી જરૂર નથી. આર્યાવર્તની સંસ્કૃતિનો થઈ ચૂકેલો મહાનાશ જ આપણામાં તીવ્ર આશીર્વાદ પૂરે છે.

આર્યાવર્તની આ મોક્ષમૂલક ધર્મપ્રધાન સંસ્કૃતિ હજારો વર્ષોથી જીવંત રીતે આ ધરતી ઉપર છાઈ ગઈ હતી. અઘોર આક્રમણો સામે પણ એ નષ્ટ ભ્રષ્ટ થઈ ન હતી. કયારેક એ સંસ્કૃતિની જીવાદોરીશા મંદિર વગેરે ધર્મસ્થાનો, શાસ્ત્રગ્રન્થો, ધર્માત્માઓ ઉપર, વિનાશની તરવાર ચલાવાઈ તો તરત જ સંસ્કૃતિભક્તોએ તે ખાલી પડેલી જગાઓ સવાઇ વેગથી પૂરી દીધી! રાજા, મહારાજાઓએ પણ આ માતા–સંસ્કૃતિની રક્ષા કરી છે. હજારો મંદિરોના નિર્માણમાં એમનો સક્રિય સાથ અને સહકાર મળ્યો છે. બિનસાંપ્રદાયિકતાના નામે તમામ મંદિરોની અવગણના કરવાનો ધિક્કારપાત્ર આજનો કીમીઓ આ દેશના મુસ્લિમ રાજાઓએ પણ અપનાવ્યો નથી. હિન્દુઓએ મસ્જીદો બાંધી આપી છે; મુસ્લિમોએ મંદિરો ચણી આપ્યા છે.

આવી બદ્ધમૂલ હતી; આપણી સંસ્કૃતિ. હવે જો હજારો વર્ષો

જૂની આવી સંસ્કૃતિને પણ ભયજનક સ્થિતિ સુધી હચમચાવી શકાય તો હું એમ પૂછું છું કે માત્ર ૩૫૦–૪૦૦ વર્ષ જૂની, આ દેશમાં પડેલી પાશ્ચિમાત્ય સંસ્કૃતિ ( વિકૃતિ ) આપણે હચમચાવીને ઉખેડી નાંખી નહિ શકીએ શું ?

ક્યાં હજારો વર્ષ ? ક્યાં ચારસો વર્ષ ?

તો શા માટે હતાશ થવું ? યાદ રાખો રાજાઓના રાજ પણ એક દી ઉખડી ગયા છે. તો આપણી સંસ્કૃતિના સર્વનાશી વાયરાઓને આપણે કેમ પાછા મારી હઠાવી ન શકીએ ?

હવે આ પ્રતિ–આક્રમણ અંગે આપણે થોડું વિચારીએ. આપણે જાણીએ છીએ કે 'મોક્ષ' જ જેનો મૂલ અને પ્રધાન આદર્શ છે એ આર્ય પ્રજાના જીવનમાં સુખ માટે ધર્મ તો ન જ હોય પણ ધર્મ માટે સુખની અપેક્ષા રહે તો તે તદ્દન સ્વાભાવિક છે. એ પ્રજાનું જીવન ધોરણ જો રફેદફે થઈ જાય તો આર્થિકચિંતા વગેરેમાં જ તે એવી ગળાબૂડ આવી જાય કે ધર્મ તત્ત્વને વાસ્તવિક રીતે સ્પર્શવાની કોઈ સ્થિતિ જ ઊભી ન રહે.

આજે તો ખેડૂત અને ખેતીને યાંત્રિક અને રાસાયણિક સાધનોથી; પશુગણ અને તેના દૂધ–છાણ વગેરેને કતલખાના, ડેરી, ફર્ટીલાઇઝર, પ્લાન્ટ વગેરેથી; નારી અને તેના શીલને શિક્ષણ, સ્વાતંત્ર્ય નોકરી વગેરેથી;ગામડાંઓને નગરાવલંબી; બનાવવાથી; વેપારી અને વેપારને જાહેર ઉદ્યોગોની કારમી ઘેલછા, પરવાના પરાવલંબનથી; યુવાન અને તેના બ્રહ્મચર્યને સિનેમા, સહશિક્ષણ, મતાધિકાર વગેરેથી; કૌટુંબિક પવિત્ર જીવનને ફેમીલી પ્લાનીંગ, વિભક્ત વ્યવસ્થા છૂટાછેડા–ગર્ભપાત પ્રચાર વિગેરેથી અને શિક્ષણને ધર્મમુક્ત કરવાથી આ દેશની પ્રજાની પૂરેપૂરી પનોતી બેસાડી દેવામાં આવી છે. એને બધી બાજૂએથી ઘેરી લેવામાં આવી છે.

દુઃખો અને પાપો—બંનેએ આર્યદેશની પવિત્ર પ્રજાના ગળે

પોતપોતાનો ફાંસલો ઉતારી લીધો છે! આ બધાય કરતાં વધુમાં વધુ કમનસીબીની વાત તો એ છે કે ભયજનક સપાટીને પણ વટાવી ગએલી આ વાસ્તવિકતાને કબૂલવા પણ આ દેશની પ્રજાના અગ્રણીઓ લગીરે તૈયાર નથી. એનું કારણ એ છે કે પાશ્ચિમાત્ય શિક્ષણ અને સત્તા, સંપત્તિના કેટલાંક દારૂના ચડેલા ઘેનને લીધે આ લોકો દેશી અંગ્રેજ જ છે. પેલા વિદેશી અંગ્રેજોના સગા મોટા ભાઈ જ છે. કાં આ લોકોને આપણે વાસ્તવિક સ્થિતિ સમજાવવી જોઈએ, અથવા તો તેમની સામે સંસ્કૃતિરક્ષકોએ સંગઠિત બનીને તેમને સ્થાનભ્રષ્ટ કરી દેવા જોઈએ. આ દેશની પ્રજાનું ઘણું જ મોટું અહિત વિદેશી અંગ્રેજો, આ દેશી અંગ્રેજો દ્વારા જ કરી રહ્યા છે. શા માટે આપણા લોકો કુહાડીના હાથા બન્યા છે તે જાણો છો? પોતાના સ્વાર્થોને સિદ્ધ કરવા માટે.

આ તો લાખો અમીચંદો, જયચંદો કે મીરજાફરો આર્યપ્રજાના ગામડે ગામડે ઘૂસેલા છે. દેશની પ્રજાનો નાશ એમના જ હાથે થઇ રહ્યો છે.

હવે વિચાર કરો કે શું આ લોકોની સાન ઠેકાણે લાવી દેવાનું કામ એ અત્યંત ભગીરથ કામ નથી? આપણે સંસ્કૃતિરક્ષકો જ એમની સામે સંગઠિત થવાને તૈયાર છીએ ખરા? જો કોઈ સંગઠન કરીશું; અને આપણી કામગીરી કરવા સંસ્થા સ્થાપીશું તો શું તે વ્યવસ્થિત રીતે ચાલશે ખરી? શું તે વ્યાપક બનશે ખરી? શું તેને વ્યાપક ટેકો મળશે ખરો? વર્ત્તમાન પ્રવાહ નજરમાં લેતાં આ બધા પ્રશ્નોનો ઉત્તર નકારમાં જણાય છે.

વળી બીજી વાત કે પૂર્વે મેં જણાવ્યું. ખેતી, વેપાર, શિક્ષણ, નારી વગેરે તમામ ક્ષેત્રોમાં જે ભયાનક બગાડ પેસી ગયો છે તે બધાને દૂર કરવાની આપણામાં આજે જ કોઈ તાકાત છે ખરી? જો એ બધી ભૌતિક સ્થિતિઓ સુધરે નહિ તો જે પ્રજા પોતાનું જીવન

પણ ટકાવી શકે તેમ નથી તેની પાસે આપણે ધર્મ અને સંસ્કૃતિ રક્ષાની અપેક્ષા શી રીતે રાખી શકશું ભલા ?

તો હવે શું કરવું ! આ માટે આપણી પાસે ખૂબ સરળ અને ખૂબ સરસ ઉપાય છે. એને સમજતાં પહેલાં આપણે મગજમાંથી એક ભૂત—કે જે ઈ. સ. ૧૮૮૦માં ચૂંટણીનો કાયદો ઘડી ગોરાઓએ હિન્દુસ્તાનની પ્રજાના મગજમાં દાખલ કરી દીધું છે તે—ને કાઢી મૂકીએ કે, બહુમતિમાં ભગવાન છે; વિજય હાંસલ કરવામાં બહુમતી હોવી જરૂરી છે વગેરે...

આ બહુ ખતરનાક વિચાર છે. ગિરના જંગલોમાં સિંહના ટોળા કદી જડતા નથી; જડે છે, શિયાળોના કે ગાડરોના ટોળા...તેથી શું સિંહને નબળો જાહેર કરી શકાય ખરો ? અને કદાચ તેવું બધાય ગાડરો ભેગા થઈને સર્વાનુમતે જાહેર કરે એટલે શું સિંહ ખરેખર નબળો થઈ જાય ખરો ? આકાશમાં તારલા અસંખ્ય છે; છતાં એકલા ચન્દ્રની ચમકની તોલે એ બિચારા આવી શકતા નથી.

બાવનાચંદનના વનના લાખો સાપ એક જ મોરલાના કેકારવે નાસભાગ કરી મૂકે છે.

મૂર્ખ, લુચ્ચા, અભણ, ગરીબ, સંસારીજનોની જ કાયમ બહુમતી રહી છે; તેથી શું ડાહ્યા, સરળ, સુખી, ભણેલા અને સાધુ-ઓએ પોતાની સ્થિતિ છોડી દઈને મૂર્ખા, લુચ્ચા વગેરે બહુમતિની જમાતમાં ભળી જવું ?

જો આટલી વાત બરાબર નજરમાં આવી જાય તો બહુમતિનું આપણા મગજ ઉપર સ્વાર થએલું ભૂત તરત ભાગી જાય. એ પછી આપણે કાંઇક બહેતર રીતે વિચાર કરી શકીએ.

આ સંસ્કૃતિની રચના કોઈ અજાયબ છે. એના અનેક સ્તરો છે. પણ એ સ્તરો એવી રીતે ગોઠવાયા છે કે ઉપર ઉપરના સ્તરોમાં નીચે નીચેના સ્તરો આવી જ જાય.

'સ્નાતક'ની પદવી લેતાં વિદ્યાર્થી પાસે કૉલેજના પ્રાથમિક વર્ષોનું શિક્ષણ તો હોય જ ને? તાજેતરમાં જ કૉલેજમાં પ્રવેશ કરેલા વિદ્યાર્થી પાસે એસ. એસ. સી, નું શિક્ષણ તો હોય જ ને? એસ. એસ, સી. નો વિદ્યાર્થી ૭ મી, ૮ મી, કે ૯ મી ના વર્ગનું અધ્યયન તો મેળવી ચૂકયો હોય ને?

આવું જ આપણા સાંસ્કૃતિક સ્તરોમાં છે· જેને સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું છે તેનામાં નીચલા સ્તરનું માર્ગાનુસારી જીવન હોય જ. જેને ધર્મ પ્રાપ્ત થયો; તેનામાં સંસ્કૃતિ તો હોય જ; જેને શાસન પ્રાપ્ત થયું હોય તેનામાં ધર્મ હોય જ.

જે ધર્માત્મા ઉકાળેલું પાણી પીતો હશે. તેને કોલા–ફેન્ટા, આઇસક્રીમના ત્યાગનો ઉપદેશ આપવો જ નહિ પડે. જે નિત્ય બેસણાં કરતો હશે તે રસ્તે ચાલતાં ચાલતાં કેળા, જામફળ તો નહિ જ ખાય. જે સાધુ થયાં હશે તેમને સિનેમાદિનો ત્યાગ કે બીડી પીવાનો ત્યાગ આપમેળે થઈ જ જવાનો છે. નીચલા સ્તરોમાં સંખ્યા બેશક વધુ હોય અને ગુણવત્તા ઓછી હોય. ઉપલા–ઉપલા સ્તરોમાં સંખ્યાબળ ઘટતું જાય અને ગુણવત્તા ખૂબ વધતી જાય.

આપણે જેટલું ઊંચુ સ્તર પકડીએ અને તેને જ વ્યવસ્થિત બનાવીએ તો નીચલા સ્તરમાં વધુ પ્રયત્નો કરવાની જરૂર જ ન રહે.

આ વાત બીજા દૃષ્ટાંતથી વિચારીએ. આ દેશમાં જન્મ પામેલી વ્યક્તિ મહાન્ છે; તેથી પણ મહાન્ વિશિષ્ટ પુણ્યસંપન્ન વ્યક્તિ છે. પણ તેવી કોઈ ભૌતિક પુણ્યસંપન્ન વ્યક્તિ કરતાં આ દેશ—દેશની ધરતી—મહાન્ છે. તેનાથી ય મહાન્ આ દેશની આર્યપ્રજા છે; તેથી ય મહાન્ તેની ધર્મપ્રધાન ચાર પુરૂષાર્થની સંસ્કૃતિ છે. તેથી પણ મહાન્ ધર્મો છે. તેથી પણ મહાન ઉત્કૃષ્ટ સાધુધર્મ છે; તેથી પણ મહાન્ વિશ્વકલ્યાણકર ધર્મશાસન છે.

આ બધા સ્તરોમાં આપણે જેટલું ઊંચું સ્તર પકડશું તેટલી નીચેના સ્તરો ઉપર મહેનત કરવાની ઓછી થઈ જશે. ઉપલા સ્તરોને પકડવામાં લાભ એ છે કે ત્યાં સંખ્યાની વ્યાપકતા નથી. ત્યાં સંકોચ છે અને સૂક્ષ્મતા છે. આથી આપણું કાર્યક્ષેત્ર સીમિત થવાની કામ કરવાની અનુકૂળતા રહે. અને લાભ ખૂબ વધુ મળે.

આ રીતે વિચારતાં એમ લાગે છે કે દેશની ધરતીની રક્ષા કાજે પ્રજાને તૈયાર કરવી જોઈએ. તેથી ઉપર જઈએ તો સંસ્કૃતિના તમામ પાસાઓ—ન્યાય, નીતિ, દયા, પ્રેમ, શીલ, સદાચારાદિ—ને જીવંત કરવા પડે.

પણ તેથી ઉપર જઈએ તો આર્યધર્મો—તે તે ધર્મોના મોક્ષ પ્રાપક ક્રિયા કાંડોને સજીવન કરવા જોઈએ. જે સ્વધર્મનો ચુસ્ત ક્રિયા-કાંડી આર્ય હશે તેને સાંસ્કૃતિરક્ષા અંગે કહેવાની જરૂર નહિ પડે.

પણ આ ક્રિયાકાંડોમાં ય ભોગરાગની અભિમુખતા સંભવિત છે તેને દૂર કરવા માટે છેલ્લુ—અને સૌથી ઊંચું સ્તર વિશ્વકલ્યાણકર ધર્મશાસનમાં પ્રવેશ છે. જેનો શાસનમાં પ્રવેશ થયો (ભોગરાગની તીવ્ર સૂગવાળો જે થયો) તેનામાં નીચે નીચેના ધર્મસ્તર, સંસ્કૃતિ-સ્તર પ્રજાપ્રેમ, રાષ્ટ્રની વફાદરી આપમેળે આવી જવાના છે.

આ ઉપરથી આપણે સમજી શકશું કે રાષ્ટ્ર, પ્રજા, અને સંસ્કૃતિના સ્તરોની સુરક્ષા કરવી હોય તો આપણે ધર્મરક્ષા કરવી જોઈએ. (સંસ્કૃતિથી વાનર મટી નર બનાય; ધર્મથી નર મટીને નારાયણ બનાય.) જીવનમાં ચુસ્તપણે મોક્ષપ્રાપક સ્વધર્મના ક્રિયા-કાંડોનો અમલ જોઈએ. અને તેથી પણ ઉપરના–'શાસન' સ્તરે જો જઈએ તો તો આપણું કામ થઈ જાય.

શાસન કે જે ભોગસુખ પ્રત્યે તીવ્ર સૂગ પેદા કરવાનું જણાવે છે તેને વિશ્વમાત્રમાં પ્રસરાવવું જોઈએ. તેમ ન બને તો

દુસ્તાતની પ્રજામાં ફેલાવવું જોઈએ. (સુખ પ્રત્યે નફરત જાગે એટલે
ીની મારામારીઓ, સંપત્તિના કાળા કામો, વાસનાની તીવ્રતાઓ,
માત્ર તરફની ક્રૂર મનોવૃત્તિઓ—બધું ય આપમેળે કબરનશીન થવા
ા.)

જો હિન્દુસ્તાનમાં ધર્મશાસન ન ફેલાવી શકાય તો પોતાના
ામાં; છેવટે પોતાના ઘરમાં તો ફેલાવવું જ જોઇએ. અને કદાચ
ય ન બને તો પોતાની જાતમાં તો અચૂકપણે વ્યાપ્ત કરવું જોઈએ.

સબુર ! આ ધર્મશાશન પામવા માટે ઘણી વાસનાઓ,
ણાઓ, કામનાઓ સળગાવી મારવી પડશે. સાંસારિક સુખો પ્રત્યે
રવાહ બની જવું પડશે. યાવત્ મુનિજીવન સ્વીકારવાપૂર્વક
ષ્ટ સંયમ ધર્મનો રસાસ્વાદ લેવા સુધી તૈયાર થવું પડશે.

આમ કરવામાં વાંધો પણ શા માટે હોવો જોઈએ ? જો
ેખર આપણા હૃદયમાં વિશ્વમાત્રના જીવોનું હિત વસ્યું હોય. ધર્મ
ે સંસ્કૃતિરક્ષાની તીવ્ર ખેવના હોય અને તે માટે આત્મશુદ્ધિ,
ાત્મભક્તિ અને જીવમૈત્રીને જીવનમાં ઓળઘોળ કરી પ્રચંડ
ાધ્યાત્મિક બળ ઉત્પન્ન કરવા દ્વારા, વિશ્વમાત્રના કલ્યાણના સરો-
માં આપણી એક કાંકરી પડીને કોઇ કુંડાળું દોરતી હોય તો એ
ાપણું કેવુ પરમ સદ્ભાગ્ય ?

આપણી શુદ્ધિ, ભક્તિ અને મૈત્રીની તાકાત જો સ્વની સાથે
ર્વના કલ્યાણનું નિર્માણ કરતી હોય તો આથી વિશેષ આનંદનો
ત બીજી કઈ હોઈ શકે ? હવે જો આ ભોગ આપવાની આપણી
યારી ન હોય તો ધર્મ કે સંસ્કૃતિરક્ષાની અથવા શાસનસેવાની
તો એ આપણો ચોખ્ખો દંભ સાબિત થાય છે. કરવું કાંઈ નહિ;
? ઉલટું જ કરવું ...અને સાથે ધર્મરક્ષા કે શાસનરક્ષાની વાતો
રવી એ તો અત્યંત આઘાતજનક ચરિત્ર છે.

આ સઘળી વિચારણાનો નિષ્કર્ષ ખૂબ થોડા શબ્દોમાં આ રીતે
હી શકાય કે સર્વકલ્યાણની ભાવનાપૂર્વક જેટલું સ્વકલ્યાણ જોરદાર

તેટલું સર્વકલ્યાણ વ્યાપક. સ્વની વિશુદ્ધિમાં જે પુણ્યની ઉત્પા
શક્તિ છે તે પુણ્ય સર્વના હિતમાં પરિણમવા લાગે છે.

પણ સબૂર ! સ્વહિતની કોઇ પણ આરાધના પાછળ 'સર્વહિ
ની જીવંત કામના હોય તો જ તે સ્વહિતજનિત પુણ્ય
સર્વહિતમાં પરિણમે.

ચાલો ત્યારે; રાષ્ટ્ર, પ્રજા, સંસ્કૃતિ, ધર્મ અને શાસનની ર
માટે અને વિશ્વ, દેશ, ગામ, કુટુંબના કલ્યાણ માટે સહુ આપ
'જાત' ને જ સમાલીએ. સૂક્ષ્મના પ્રચંડ આંતરિક બળના ઉત્પાદ
કેન્દ્રસ્થાન આપણી 'જાત' ને જ બનાવીએ. એ સૂક્ષ્મબળોમાંથી
પુણ્યશક્તિનો જે આવકાર્ય પ્રસ્ફોટ થશે એ જ દુષ્ટોને દૂર કર
સજ્જનોને જન્મ આપશે; સંતોના સત્ ને જીવંત બનાવશે. પ
બધા સ્તરોના બધા પ્રશ્નો ઉકેલતા જશે.

ના...ફળ માટે અધીરા ન બનીએ. રે ! ફળની આકાંક્ષા
ન રાખીએ. આપણે તો જીવવાનું અને વિશુદ્ધિ માટે ઝઝૂમવાનું..
યથાશક્ય ઉચિત રીતે પરકલ્યાણ માટે સીધો પ્રયત્ન પણ કર
રહેવાનો. ફળની વાત તો ભવિતવ્યતા ઉપર છોડી દેવાની.

ઘર ઘરમાં જો એકેકો વિશુદ્ધિનો દીપક ઝળહળતો થઈ જાય
ઓહ ! બધા જ પ્રશ્નો ઉકલી જાય.

જો ઘર ઘરમાં એકેકો શાસનસુભટ વીરસૈનિક બેસી જાય તો
ઓહ ! તો આક્રમકો છેટેથી જ પાછા ફરી જાય.

આમ થતાં જ ઘર ઘરમાંથી અશુદ્ધિના તિમિર ઉલેચાઈ જા
ધર્મશ્રદ્ધાનો પ્રકાશ રેલાઈ જશે; ખુમારીના ઓજ અને તેજ સઘ
ય કુટુંબીજનોના લલાટે ઉપસી આવશે. અંતમાં શ્રીભગવત્ગીતા
એક શ્લોકાર્થ મૂકીને આ પ્રકરણનું સમાપન કરું છું.

હે અર્જુન ! મનમાં નબળા વિચાર લાવ નહિ; એ નબળા
ઓને ફગાવી ઊઠ, ઊભો થા. અફસોસ ન કર. તર્કની જાળ
સપડાઈશ નહિ. વીરો અને વિદ્વાનો વીતી ગએલી બાબતોનો, ય
પ્રસિદ્ધિ ન જ મળી શકે તેવી બાબતોનો કદી ખેદ કરતા નથી.

●

# પરિશિષ્ટ-૧

## પરિપત્ર

જ્યાં પક્ષવાદ [પાર્ટી-સ્પીરીટ] ઉગ્ર બને છે ત્યાં સમગ્ર 'શાસન' હિત સાવ ગૌણ બને છે. જેમ રાજ્ય સ્વાયત્ત બનીને મજબૂત તો કેન્દ્ર નબળું પડે તેમ પક્ષ મજબૂત થાય તો ધર્મશાસન ળું પડે. કેન્દ્ર કે ધર્મશાસન નબળા પડ્યા પછી મજબૂત રાજ્ય મજબૂત પક્ષ પણ નબળા પડ્યા વિના રહેતા નથી.

આ વાત તમામ પક્ષવાદીઓએ ગંભીરપણે વિચારવી જોઈએ આપણો પક્ષને મજબૂત બનાવવાનો પ્રત્યેક પ્રયત્ન 'શાસન'ને ળું બનાવી રહ્યો છે.

પક્ષની મજબૂતીના પ્રયત્નોમાં ઘણા સંઘો પણ નબળા પડ્યા તેમાં વિખવાદો પેઠા છે; કોર્ટ સુધીના મામલાઓ ઉપસ્થિત થયા આ બધી બાબતો ખૂબ દુઃખદ છે. આ સ્થિતિને દૂર કરવા માટે કાલિક પગલાં ભરવાની વેળા પણ શાસનના હિતચિંતક વડેરાઓ આવી લાગી છે. હવે મોડું કર્યે પાલવે તેવું નથી; અન્યથા અંધાધૂંધીનો અજગર ક્યાં જઈને અટકશે? કોને ગળી જશે? કલ્પી શકાય તેવું નથી.

આ અંગે મારા મનમાં 'શ્વેતપરિપત્ર'ની વિચારણા ઉદ્ભવી

છે. ધર્મશાસનની સુંદર મજાની પ્રતિષ્ઠા ઠેર ઠેર થવી જોઇએ. સંઘોમાં ન થાય તો થોડાક પણ સંઘોમાં એ વ્યવસ્થા સુદ્દ થવી જોઇએ. થોડેક પણ ધર્મશાસન જીવતું હશે તો કાલે એ બનશે એ નિર્વિવાદ વાદ છે.

ધર્મશાસનના હિતચિંતક વડેરાઓ ભેગા મળીને કે છેવટે પણ વડા હિતૈષી પોતાના તરફથી આ પરિપત્ર બહાર પાડે. એ પરિ પ્રત્યેક કલમ ધર્મશાસન સાથે જ સીધો સંબંધ ધરાવતી જોઈએ. કયાંય પક્ષવાદને અંશત: ઉત્તેજન અપાવવું ન જો આ શ્વેતપરિપત્રનો જે સંઘો સ્વીકાર કરે તે સંઘોના સાધારણખા સાધર્મિક ભક્તિની અને ધાર્મિક પાઠશાળાની તમામ જવા ઉઠાવી લેવી જોઈએ. વિશિષ્ટ પુણ્યના કારણે આજના કપરા પણ જૈનો ખૂબ ધનાઢ્ય છે તો શા માટે આ ત્રણ બાબતો વિશેષ પ્રેરણા કરીને દાનનો થોડોક પ્રવાહ આ તરફ પણ ન વા

જે સંઘ કે સંઘો આ શ્વેત [પવિત્ર] પરિપત્રને સ્વીકારે ઉપરોક્ત ત્રણે ય ખાતાઓ તરતા થઈ જાય.

એથી પણ આગળ વધીને એ શાસનહિતચિંતક વડિલે મુનિઓનું બળ હોય તો ચાતુર્માસાદિ માટે તે સંઘોની વિ અચૂક સ્વીકારે અને ઉત્તમ મુનિવરો આવે આથી તે સંઘોમાં કોટિનું જાગરણ વર્ષોવર્ષ વૃદ્ધિગત થતાં તે સંઘોમાં ધર્મશા સ્થાપના સ્થિર થઈ જાય. આવા પચાસ જ સંઘો સંભાળી તો પણ ઘણું કામ એ શાસન હિતચિંતક વડેરાઓ દ્વારા થયું જરૂર કહી શકાશે.

આ શ્વેત-પરિપત્રની કલમો કેવા પ્રકારની હોવી જોઈએ અહીં કેટલીક વાનગી રજુ કરું છું.

૧. દેવદ્રવ્યાદિ સાતે ય ક્ષેત્રોની વ્યવસ્થા શાસ્ત્રવિધિપૂર્વકની જ હોવી જોઇએ. આ માટે દ્રવ્ય સપ્તતિકા ગ્રન્થને પ્રમાણભૂત માનવો.

૨. સંઘના અગ્રણી વહીવટદારો તે જ બની શકે જે જમાનાવાદના હિમાયતી ન હોય; પરન્તુ શાસ્ત્રપદ્ધતિને જ સ્વીકારવાના દરેક વાતે આગ્રહી હોય; એમનું જીવન પણ એક શ્રાવકને છાજે તેવું હોય. ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય અને શાસ્ત્રની ઊંડી સૂઝ વાળા તે હોવા જોઈએ.

૩. એકલવિહારી, ઉત્સૂત્રપ્રરુપક, શિથીલાચારી સાધુને એક કે બે દિવસથી વધુ દિવસ ઉપાશ્રયમાં રહેવાનો સામાન્ય રીતે પ્રતિબંધ હોવો જોઈએ.

૪. સાધુઓ માઇકમાં ન બોલે. સાધ્વીઓ સાધુવત્ પ્રવચન ન કરે.

૫. સાધુ ભગવંતોની અધ્યક્ષતામાં જે તે ગૃહસ્થો ભાષણ ન કરે.

૬. સત્તાધારી સરકારી માણસોના હાથે કોઇ પણ ધર્મસંસ્થાનું ઉદ્ઘાટન ન થાય.

૭. મિથ્યાત્વની પોષક કોઇ પણ કહેવાતી ધર્મ પ્રવૃત્તિઓમાં સંઘગત રીતે ભાગ લેવો નહિ. સંઘાગ્રણીઓએ વ્યક્તિગત ભાગ પણ લેવો નહિ.

૮. શુદ્ધ મોક્ષમાર્ગની આરાધના સિવાય ધર્મસ્થાનોમાં કોઈ પણ પ્રકારનો પ્રચાર કે પ્રવૃત્તિ કરવી નહિ.

૯. ધર્માદાની રકમો ખૂબ જરૂર પૂરતી–મર્યાદિત જ રાખવી. બાકીની રકમોનો શાસ્ત્રનીતિ મુજબ ઉપયોગ કરી દેવો.

૧૦. શ્રી સંઘના પ્રશ્નોમાં કદી કોર્ટે જવું નહિ. તેવી બાબતોના નિકાલ માટે કોઇ એક શાસ્ત્રજ્ઞ, સુવિહીત મુનિની કે પદસ્થની લવાદ તરીકે કાયમ માટે નિમણૂંક કરવી.

છે. ધર્મશાસનની સુંદર મજાની પ્રતિષ્ઠા ઠેર ઠેર થવી જોઇએ. સંઘોમાં ન થાય તો થોડાક પણ સંઘોમાં એ વ્યવસ્થા સુદૃઢ થવી જોઇએ. થોડેક પણ ધર્મશાસન જીવતું હશે તો કાલે એ વ્ બનશે એ નિર્વિવાદ વાદ છે.

ધર્મશાસનના હિતચિંતક વડેરાઓ ભેગા મળીને કે છેવટે પણ વડા હિતૈષી પોતાના તરફથી આ પરિપત્ર બહાર પાડે. એ પરિ પ્રત્યેક કલમ ધર્મશાસન સાથે જ સીધો સંબંધ ધરાવતી જોઈએ. ક્યાંય પક્ષવાદને અંશતઃ ઉત્તેજન અપાવવું ન જોઈ આ શ્વેતપરિપત્રનો જે સંઘો સ્વીકાર કરે તે સંઘોના સાધારણખાત સાધર્મિક ભક્તિની અને ધાર્મિક પાઠશાળાની તમામ જવાબ ઉઠાવી લેવી જોઈએ. વિશિષ્ટ પુણ્યના કારણે આજના કપરા કા પણ જૈનો ખૂબ ધનાઢ્ય છે તો શા માટે આ ત્રણ બાબતો વિશેષ પ્રેરણા કરીને દાનનો થોડોક પ્રવાહ આ તરફ પણ ન વા

જે સંઘ કે સંઘો આ શ્વેત [પવિત્ર] પરિપત્રને સ્વીકારે ઉપરોક્ત ત્રણેય ખાતાઓ તરતા થઈ જાય.

એથી પણ આગળ વધીને એ શાસનહિતચિંતક વડિલો મુનિઓનું બળ હોય તો ચાતુર્માસાદિ માટે તે સંઘોની વિ અચૂક સ્વીકારે અને ઉત્તમ મુનિવરો આવે આથી તે સંઘોમાં િ ક્રિયાદિનું જાગરણ વર્ષોવર્ષ વૃદ્ધિગત થતાં તે સંઘોમાં ધર્મશા સ્થાપના સ્થિર થઈ જાય. આવા પચાસ જ સંઘો સંભાળી તો પણ ઘણું કામ એ શાસન હિતચિંતક વડેરાઓ દ્વારા થયું જરૂર કહી શકાશે.

આ શ્વેત–પરિપત્રની કલમો કેવા પ્રકારની હોવી જોઈએ અહીં કેટલીક વાનગી રજુ કરું છું.

૧. દેવદ્રવ્યાદિ સાતે ય ક્ષેત્રોની વ્યવસ્થા શાસ્ત્રવિધિપૂર્વકની જ હોવી જોઇએ. આ માટે દ્રવ્ય સપ્તતિકા ગ્રન્થને પ્રમાણભૂત માનવો.

૨. સંઘના અગ્રણી વહીવટદારો તે જ બની શકે જે જમાનાવાદના હિમાયતી ન હોય; પરન્તુ શાસ્ત્રપદ્ધતિને જ સ્વીકારવાના દરેક વાતે આગ્રહી હોય; એમનું જીવન પણ એક શ્રાવકને છાજે તેવું હોય. ધૈર્ય, ગાંભીર્ય, ઔદાર્ય અને શાસ્ત્રની ઊંડી સૂઝ વાળા તે હોવા જોઈએ.

૩. એકલવિહારી, ઉત્સૂત્રપ્રરુપક, શિથીલાચારી સાધુને એક કે બે દિવસથી વધુ દિવસ ઉપાશ્રયમાં રહેવાનો સામાન્ય રીતે પ્રતિબંધ હોવો જોઈએ.

૪. સાધુઓ માઈકમાં ન બોલે. સાધ્વીઓ સાધુવત્ પ્રવચન ન કરે.

૫. સાધુ ભગવંતોની અધ્યક્ષતામાં જે તે ગૃહસ્થો ભાષણ ન કરે.

૬. સત્તાધારી સરકારી માણસોના હાથે કોઇ પણ ધર્મસંસ્થાનું ઉદ્ઘાટન ન થાય.

૭. મિથ્યાત્વની પોષક કોઇ પણ કહેવાતી ધર્મ પ્રવૃત્તિઓમાં સંઘગત રીતે ભાગ લેવો નહિ. સંઘાગ્રણીઓએ વ્યક્તિગત ભાગ પણ લેવો નહિ.

૮. શુદ્ધ મોક્ષમાર્ગની આરાધના સિવાય ધર્મસ્થાનોમાં કોઈ પણ પ્રકારનો પ્રચાર કે પ્રવૃત્તિ કરવી નહિ.

૯. ધર્માદાની રકમો ખૂબ જરૂર પૂરતી–મર્યાદિત જ રાખવી. બાકીની રકમોનો શાસ્ત્રનીતિ મુજબ ઉપયોગ કરી દેવો.

૧૦. શ્રી સંઘના પ્રશ્નોમાં કદી કોર્ટે જવું નહિ. તેની બાબતોના નિકાલ માટે કોઇ એક શાસ્ત્રજ્ઞ, સુવિહીત મુનિની કે પદસ્થની લવાદ તરીકે કાયમ માટે નિમણૂંક કરવી.

૧૧. વ્યાખ્યાનના સમય સિવાય સામાન્ય રીતે વિજાતીય પ્રવેશનો ઉપાશ્રયમાં નિષેધ રાખવો.

૧૨. શ્વેતામ્બર મૂ. પૂ. સંઘના આંતરિક વિખવાદોમાં તે સંઘે ઊતરવું પડે તો ય તેના ઉકેલ માટે યત્નશીલ બનવું પણ તે વિખવાદને વધારવાનું કામ કદી કરવું નહિ.

૧૩. દેરાસરમાં ક્યાંય લાઈટ, માઈક, પંખા રાખવા નહિ. છેવટે, ગભારામાં તો કશું ય રાખવું નહિ.

૧૪. 'તિથિ'ના પ્રશ્નમાં બે ય પક્ષને આરાધના થાય તેવી સગવડો કરી આપવા માટે શ્રીસંઘે સંપૂર્ણ રીતે તૈયાર રહેવું.



પરિશિષ્ટ–૨

# શ્રી સંઘને નમ્ર નિવેદન

## મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

જેના અંગે હવે કોઈ ગંભીર વિચારણા ન કરીએ તો જૈન સંઘનું ભાવી અત્યંત ભયાવહ બની જાય તેવા કેટલાક પડકારો આપણી સમક્ષ ક્યારના ઉપસ્થિત થઈ ચૂક્યા છે. એમાં કેટલાક વધુ મહત્વના પડકારો નીચે પ્રમાણે જણાયા છે.

(૧) આપણી નવી પેઢીમાં ફેલાઈ ચૂકેલી ધર્મ પ્રત્યેની નફરત.

(૨) શાસ્ત્રીય સંગઠનનો અભાવ.

(૩) આપણા અનેક તીર્થોની છિન્નભિન્ન અનાથ દશા. અને ત્યાં થતી ઘોર આશાતનાઓ.

(૪) ધાર્મિક બાબતો ઉપર ભીડાતા જતા નિત્ય નવા કાયદાના ભયંકર સાણસાઓ અને તે અંગે આપણી અજ્ઞાનતા અને ઉપેક્ષા.

આ ચારે ય મુદ્દાઓને સંક્ષેપમાં વિચારીએ.

**૧ લો મુદ્દો :** જૈન શાસનના સઘળા ય અંગોની જાલવણી કરવાની જવાબદારી હવે નવી પેઢીના શીર ઉપર આવી રહી છે. આ નવી પેઢી પાશ્ચિમાત્ય પવનોના વાવંટોળમાં મહદંશે ફસાઈ પડી છે. ઘણા યુવાનો અને યુવતીઓનાં જીવનમાંથી ધર્મસંસ્કારો નષ્ટ થતા જાય છે. જો આ અંગે સજાગ બનવામાં મોડું થાય તો આ નવી પેઢી

જૈન સંઘના વિકાસમાં પોતાનો મૂલ્યવાન્ ફાળો તો નહિ આપી શકે પરંતુ જાણે કે અજાણે અવરોધો ઊભા કરશે.

**૨ જો મુદ્દો** : શાસ્ત્રીય આધાર ઉપર સંગઠનની કોઇ ભૂમિકા આપણે કરવી પડશે. શ્રી સંઘની વિશિષ્ટ શક્તિઓ વેરાએલા મણકાંની જેમ વેરવિખેર સ્થિતિમાં પડી છે. શા માટે આપણે આ શક્તિઓને શાસ્ત્રનીતિના આધાર ઉપર સંગઠિત ન કરવી ? સિદ્ધાંતમાં બાંધછોડ કરીને કે સિદ્ધાંતનો ત્યાગ કરીને એકતા કરવાની જે વાતોએ આજે ઉપાડ લીધો છે તે એકતા વધુ સંઘર્ષોને જ પેદા કરતી રહી છે. આને બદલે સહુ સ્વ–પરંપરામાં સ્થિર રહે અને એક બીજાનો સંપ સાધે તે જ હાલ પૂરતું ખૂબ જરૂરી છે. આથી એવું ગૌરવવંતુ સંગઠનનું માળખું ઊભું થશે જેથી બાહ્ય આક્રમણો સામે સફળ મુકાબલા સાથે આપણે ઊભા રહી શકીશું.

**૩ જો મુદ્દો** : દક્ષિણના તથા મેવાડ વગેરે દેશોના તીર્થો ઘોર આશાનતાઓથી ઘેરાઈ ગયા છે. મૂર્ત્તિપૂજક જૈનો મૂર્તિને માનતા મટી રહ્યા છે. આ તીર્થોની આશાતનાઓનું નિવારણ આપણે કરીએ તો જ ક્રોડો રૂપીઆથી પણ વધુ મૂલ્યવાન્ એ પ્રાચીન તીર્થોને ઉગારી શકીએ. અન્યથા આપમેળે ખંડીએર બનીને ધરાશાયી થઈ જશે.

**૪ થો મુદ્દો** : ધાર્મિક બાબતના વહીવટી ક્ષેત્ર ઉપર કાયદાઓના અજગરોએ ભરડો લઇને ભયાનક નુકશાન પહોંચાડયું છે. આર્થિક, સામાજિક ચિંતાઓના વધુ પડતા બોજને કારણે ગૃહસ્થો આ વિષયમાં પૂરતું ધ્યાન આપી પણ શકતા નથી. જો આમ જ ચાલશે તો તમામ પ્રકારની ધાર્મિક સંપત્તિઓ આપણી પાંસેથી છીનવાઈ જશે.

આવી તો અનેક બાબતો છે; પરંતુ અહીં માત્ર સામાન્ય નિર્દેશ કર્યો છે.

આવી બાબતોના ઉકેલરૂપે એક-યોજના અહીં મૂકું છું. ઉત્તમ.

કક્ષાનું ત્યાગી જીવન જીવતા અનેક મુનિવરો અને અનેક સાધ્વીજી ભગવંતો તો તેમના આધ્યાત્મિક બળનું અનુપમ સર્જન સતત કરી જ રહ્યા છે. પરંતુ વાહનાદિ ઉપયોગ વગેરે કેટલીક એવી બાબતો છે જેનો ઉપયોગ તેઓ કરે નહિ; તે ઉપયોગ કરવો યોગ્ય પણ નથી.

બીજો વર્ગ તે ગૃહસ્થોનો છે; જેઓ આર્થિક, સામાજિક ચિંતાઓના ભારે દબાણ નીચે પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે જ રાત ને દી ઝઝૂમી રહ્યા છે.

આ બન્નેય વર્ગની વચ્ચેથી પસાર થતો જૈનશાસનની સેવા કરવાનો ભેખ લેતો—યુવાન ગ્રહસ્થોનો એક વર્ગ ઊભો કરવાનું જરૂરી લાગે છે.

આ યુવાનોને આર્થિક કૌટુંબિક ચિંતાથી મુક્ત કરવા જોઇએ અને તેમને જૈન તત્ત્વજ્ઞાનનો સુંદર અભ્યાસ કરાવવો જોઈએ. તથા શ્રાવકને છાજે એવા ઉત્તમ આચારથી એમનું જીવન સુવાસિત બનાવવું જોઇએ. ધર્મ, સંસ્કૃતિ અને સંગઠનના પાયાના વિષયો ઉપર તેઓ ધારાવાહી રીતે ભાષણો આપી શકે, સ્નાત્ર પૂજા, વગેરે ભણાવી શકે તેવી રીતે તેમને તૈયાર કરવા જોઈએ.

આવા પાંચ પાંચ યુવાનોની સર્વાંગ સુંદર અને સર્વાંગ સંપૂર્ણ ટૂકડીઓ બનાવવી જોઈએ. જેઓ નીચે પ્રમાણે પ્રવૃત્તિ કરે.

(૧) ક્રમશઃ ભારતભરના રાજ્યોમાં પ્રવાસ કરે. (૨) પ્રભાતફેરી સ્તોત્રપાઠ, સ્નાત્ર મહોત્સવ, ભાવના દ્વારા પ્રભુભક્તિની રમઝટ બોલાવે (૩) તેમાં જિનેશ્વર ભગવાન્ અને ભગવાન્‌નું શાસન—આ બન્નેયનુ સ્વરૂપ સમજાવીને પ્રભુભક્તિ અને સાચી વિશ્વમૈત્રીનો રસ સહુન અંતરમાં જગાડે. (૪) નિત્ય જિનપૂજા કરતો વિશાળ વર્ગ ગામેગામ તૈયાર કરે. (૫) જાહેર સભાઓનું આયોજન કરીને ધર્મ અને સંસ્કૃતિ ઉપરના ભયાનક આક્રમણોનો ખ્યાલ આપે. (૬) આપણી ગૌરવવંત ધર્મપરંપરાઓની સમજણ આપે તથા સંસ્કૃતિ અને ધર્મ શાસન

રક્ષા ખાતર અપાએલા બલિદાનો વગેરે પ્રસંગો સાથે તે સમજાવે. (૭) આ રીતે નવી પેઢીને વિચાર કરતી મૂકે, અને જીવન પરિવર્તનના તબક્કાવાર તૈયાર કરાવેલા ચાર કાર્ડની એમને પ્રભાવના કરે (૮) જિનમંદિરો અને તીર્થોની આશાતનાઓ અને આરાધનાઓની સમજણ આપે. (૯) માતપિતાની સેવા ભક્તિથી માંડીને પરાર્થ કરણ, સ્વાર્થ વિલોપન, ન્યાય, નીતિ અને સદાચારાદિના પાઠ શીખવે તથા (૧૦) સર્વસંગત્યાગી શ્રમણભગવંતો પ્રત્યે અપાર બહુમાન જગાડે. (૧૧) આવી બહુમુખી પ્રવૃત્તિઓ આ પાંચ પાંચ યુવાનોની ટુકડીઓ શરૂ કરે, તેના કેન્દ્રો સ્થાપે. તે અંગે એક માસિક અથવા પૂર્તિ શરૂ કરાય અને નિત્ય કાર્યક્રમ અપાય (૧૨) આ સિવાયના પાંચ યુવાનો (એલ, એલ. બી. વગેરે થએલા) તમામ દૈનિકો અને કોર્ટોની કારવાહી ઉપર નજર રાખી શકે તે માટે એક ઓફિસ ખોલાય. ધાર્મિક બાબતો ઉપર કોઈ પણ આફત આવે કે તરત તેની ગતિવિધિઓ તેઓ શરૂ કરે અને કાયદાની આફતોનું કાયદેસર પગલાંથી જ નિયંત્રણ કરે.

ટૂંકમાં, જિનભક્તિ, સંઘમૈત્રી અને વિશુદ્ધ ચારિત્રનું નિર્માણ આપણા યુવાનોમાં અને યુવતીઓમાં કરવા માટે; તથા વ્યાપક ભૂમિકા ઉપર શ્રીસંઘનું સંગઠન કરીને બાહ્ય પડકારો સામે મજબૂત સામનો કરવા માટે કોઈ વચલા વર્ગની ખૂબ જરૂર મને જણાય છે. જો આવું કાંઇક નક્કરતાપૂર્ણ કાર્ય થશે તો શ્રીસંઘનું હિત અબાધિત બનશે.

આવી રચનાત્મક પ્રવૃત્તિનો એક પ્રયોગ અખિલ ભારતીય સંસ્કૃતિ રક્ષક દળે, પાંચ યુવાનોની એક ટૂંકડીને તૈયાર કરીને ચાલુ કર્યો છે. તા. ૨૭ ડીસેમ્બર '૭૪ના દિવસે આ પાંચેય યુવાનોએ રાજસ્થાનનો પ્રવાસ શરૂ કર્યો. ઉદેપુરથી આ પ્રવાસનો આરંભ થયો અને શિવગંજમાં અંત આવ્યો, પંદર દિવસમાં તેમણે અનેક મોટા ગામો—સાદડી, તખતગઢ, શિવગંજ—વગેરે ફર્યા. દરેક સ્થાને બે થી ત્રણ દિવસ રોકાઈ ને તેમણે પરમાત્મા, શાસન, શાસ્ત્રીય સંગઠન, શાસ્ત્રાજ્ઞા-

વફાદારી અને બાહ્ય આક્રમણોની ભયાનકતા સમજાવી. ગામે ગામ ધર્મ જાગરિકા (પ્રભાતફેરી)ભવ્ય સ્નાત્રમહોત્સવો, ભાવના, જાહેર સભા, જૈન સભા, સ્તોત્રપાઠ વગેરે કાર્યક્રમોના આયોજનો થયા. અભૂતપૂર્વ આવકાર અને અભૂતપૂર્વક ઉમળકો શ્રીસંઘના આબાલગોપાલ સહુમાં જોવા મળ્યો. પાંચ યુવાનોની આ ટૂકડીને પણ આથી ખૂબ આત્મવિશ્વાસ આવ્યો. ત્યાર પછી આ યુવાનો મહારાષ્ટ્રના ૬૦ દિવસના (ત્રણ કટકે) પ્રવાસો કરી ચૂક્યા છે. ત્યાર બાદ બાવીસ દિવસનો બેંગલોર તરફ પ્રવાસ કરી આવ્યા છે. હવે તેઓ મદ્રાસ તથા ગુજરાતના જિલ્લાઓમાં પ્રચાર માટે નીકળશે. ત્યાર પછી ક્રમશ: ભારતભરના રાજ્યોમાં પ્રવાસ કરશે.

પાંચ શ્રમણોપાસકોની એક ટૂકડીનો આ પ્રયોગ સફળ થવામાં મને કોઈ શંકા નથી. પણ હવે આ આખી બાબતને શ્રીસંઘ વિચારે; એટલું જ નહિ પણ માર્ગદર્શક બને અને બધી શકય રીતે સહાયક બને એ ખૂબ ઇચ્છનીય છે.

આવી બાબતોમાં શ્રીસંઘના પુણ્યવાન્ ધર્માત્માઓ ઉદારતા ભર્યો વધુમાં વધુ સહકાર આપે તે ખૂબ જરૂરી છે. બાકીનું કામ તો પૂજનીય મુનિવરો અને શ્રમણોપાસક યુવાનોની ટૂકડીઓ (જેમાં પાંચ યુવાનો હોય) નો માસિક ખર્ચ (પુરસ્કાર, સાહિત્ય–વિતરણ, અને પ્રવાસ ખર્ચ) લગભગ ત્રણ હજાર રૂપીઆ જેટલો હાલ ગણાય. આવા એકેકા માસના દાતાઓ જો તૈયાર થાય તો કામ ઘણું જ સરળ થઇ જાય.

આ પ્રયોગમાં સફળતા કેટલી મળે છે? અને કેવી મળે છે? તે માટે હાલ તો એક વર્ષ સુધી આ કાર્ય પ્રયોગાત્મક રીતે ચાલુ રહેશે.

સહુ કોઈ શ્રીસંઘના હિતમાં રસ ધરાવતા થાય તો હજી બીજા અનેક કાર્યોને સામેલ કરવાની મારી ભાવના છે; જેમાં પૂજનીય શ્રમણ–શ્રમણી ભગવંતો માટે અધ્યયન કેન્દ્રો, સાધર્મિક ભક્તિનું કાયમી આયોજન, ઘર ઘરમાં અને ઘટઘટમાં વિરતિ ધર્મનું અથાગ બહુમાન પેદા કરે અને સમ્યગદર્શનની પ્રાણવંતી પ્રતિષ્ઠા કરે તેવા

સાહિત્યનું પ્રકાશન, હસ્તલિખિત ગ્રંથો તૈયાર કરાવવા માટે લહીઆઓ તૈયાર કરવા માટેની શિક્ષણ સંસ્થા, પાઠશાળાઓ માટે શાસ્ત્રચુસ્ત અને ચારિત્રસંપન્ન શિક્ષકો તૈયાર કરતા ધર્માગારનું નિર્માણ; વંશ પરંપરાના ભગવદ્‌ભક્ત વફાદાર પૂજારી વર્ગનું નિર્માણ વગેરે વગેરે ઘણી યોજનાઓ ગણાવી શકાય.

શ્રમણ પ્રધાન શ્રી ચતુર્વિધ સંઘ આ અંગેનું જાગરણ પ્રાપ્ત કરે અને માર્ગદર્શક બને, ઉદારતા પૂર્ણ સહકાર આપે એ જ અંતઃકરણની અભિલાષા છે.

આ અંગેનો સઘળો પત્રવ્યવહાર અખિલ ભારતીય સંસ્કૃતિ રક્ષક દળ [યાજ્ઞિક ઇન્સ્ટીટયૂટ સામે, ૫૦૮૨/૩, ગાંધીરોડ, બીજે માળે, અમદાવાદ-૧]ના સરનામે કરી શકાશે. આ સંસ્થાનુ બંધારણ છે; તેનું રજીસ્ટ્રેશન થએલું છે; આ સંસ્થા વ્યવસ્થિત રીતે શાસ્ત્રાજ્ઞાઓની વફાદારીપૂર્વક પોતાની કામગીરી કરી રહી છે.

વિદ્યાશાળા
વિ. સં. ૨૦૩૧
પો. શુદ પાંચમ
૧૭-૧-૭૫

લિ.
ગુરુચરણોપાસક
**મુનિ ચન્દ્રશેખરવિજય**

## ધર્મસ્કૃતિમાં પ્રચાર માટે પ્રકાશિત થયેલું સાહિત્ય

૧. ચાર પ્રતિજ્ઞાપત્રો
૨. સ્તોત્ર પાઠ
૩. વીરસૈનિકની ફરજો
૪. વીરસૈનિક
૫. વીરસૈનિકદળ
૬. ચાર પુરુષાર્થ
૭. રામાયણના પ્રેરક પ્રસંગો
૮. સિંહનાદ
૯. સ્વરાજનું લોખંડી ચોકઠું
૧૦. આપણી સંસ્કૃતિ
૧૧. ધર્મનાશની ભેદી ચાલ
૧૨. યુવકની મનોવ્યથા
૧૩. સમાજમાં સ્ત્રીનું સ્થાન
૧૪. સિનેમાનો ત્યાગ કરો
૧૫. સાદગી અપનાવો
૧૬. આપણે ક્યાં જઈ રહ્યા છીએ?
૧૭. યુવકની મનોવ્યથા
૧૮. આધુનિક શિક્ષણ
૧૯. ચિંતનની ચિનગારીઓ
૨૦. પક્ષયુદ્ધ કે ધર્મયુદ્ધ ?

શ્રી......

અમે આપના કરકમલમાં આ પુસ્તિકા સાદર સમર્પિત કરતાં આનંદ અનુભવીએ છીએ. આપને અમારી વિનંતિ છે કે આપ આટલી વાત અચૂક ધ્યાનમાં લો :—

૧. દેશ [રાષ્ટ્રની ધરતી]ને આબાદ બનાવવાની ભયંકર ઘેલછાના કારણે ભારતના બુદ્ધિજીવી [દેશી અંગ્રેજ] લોકોએ પ્રજાના સુખ અને શાન્તિની કબર ખોદી છે. પ્રજાને હિતકર એવી મોક્ષપ્રધાન ચાર પુરૂષાર્થની સંસ્કૃતિના ગળે ટૂંપો દઇ દીધો છે. દેશના હિત માટે જ ઘડાએલું બંધારણ જો પ્રજાના હિતના લક્ષપૂર્વક નહિ જ સુધારાય તો આપણું ભાવિ અતિ ભયાનક જણાય છે.

૨. પાશ્ચિમાત્ય પદ્ધતિના શિક્ષણે માનવને સ્વાર્થાન્ધ બનાવીને શેતાન બનાવ્યો છે. ઇશ્વરપ્રીતિ અને પાપભીતિના પાઠ ગળથૂંથીમાં જ જો નહિ

અપાય તો શેતાન બનેલા કેટલાક શિક્ષિત, બુદ્ધિજીવી માનવો દેશના ચાવીરૂપ સ્થાનો ઉપર ચડી જઈને સમગ્ર પ્રજાને ભ્રષ્ટાચાર, અનાચાર અને માંસાહારની અગનજવાળાઓમાં હજી વધુ ધકેલી મૂકશે.

અફસોસ ! જો આજ રીતે સર્વનાશનું ગણિત આગળ વધશે તો ઈ. સ. ૨૦૫૦ ની સાલ સુધીમાં હિન્દુસ્તાન એક વિરાટ સ્મશાન બની જાય તો નવાઈ નહિ.

ચેતો ! હજી એ ગૌરાંગ પ્રજાની ચાલબાજીમાં ફસાતા અટકો. વિકાસના સુંવાળા આદર્શવાળી એમની યોજનાઓની રાખ નીચે ધરબાએલા પ્રજાના વિનાશના જીવલેણ અંગારાઓને જોઈ લો.

ઓ; સંતજનો, સજ્જનો, ધર્મીજનો ! હવે તો આપ શીઘ્રમેવ પ્રાગટ્ય પામો ! આપનું 'સત' જ આ આર્યપ્રજાને ઉગારી લેશે... અમને આપનામાં પૂર્ણ વિશ્વાસ છે.

લિ.

વીરસૈનિકોના જયજિનેન્દ્ર

પરિશિષ્ટ-૩

# વીરસૈનિકની શિક્ષાપત્રી

૧ માતપિતા કે કોઈ પણ વડીલને સવારે પગે લાગીને જ પ્રવૃત્તિમાં જોડાવું, તેમની સામે બોલવું કે થવું નહિ.
૨ રોજ નવકારશીનું પચ્ચક્ખાણ કરવું.
૩ કંદમૂળનો સદંતર ત્યાગ કરવો.
૪ પોતાના પૈસાની સામગ્રીથી જ હમેશ જિનપૂજા કરવી.
૫ રાત્રિભોજન કરવું નહિ, છેવટે રાત્રે છેલ્લી વાર જમ્યા બાદ ઉઠીને-પાણી સિવાય કશું લેવું નહિ.
૬ ૧૦૮ નવકાર મંત્રનો જપ કરવો.
૭ સાંજે હમેશ પ્રભુદર્શન કરવા દેરાસરે જવું.
૮ શક્ય હોય તો હમેશ ગુરુવંદન કરવું
૯ સિનેમાના ઘોર પાપોનો પડછાયો પણ લેવો નહિ, છેવટે વર્ષમાં ૬ થી વધુ સિનેમા તો ન જ જોવા.
૧૦ વિકાર ઉત્પન્ન કરે તેવા તંગ, ચુસ્ત વગેરે પ્રકારનાં કપડાં પહેરવાં નહિ.
૧૧ પ્રણય કથાઓ, સામાજિક કથાઓ, ડ્ર્યુ બુક્સ. ડીટેકટીવ નોવેલો કદી વાંચવી નહિ.
૧૨ હમેશ રાત્રે સૂતા પહેલાં અડધો કલાક પ્રભુભક્તિ, ધૂન, તત્ત્વચર્ચા વગેરે કુટુંબીજનોએ ભેગા મળીને કરવા. છેવટે જાતે પણ અડધો

કલાક તેવી આરાધના કરવી. રોજ સવારે ઊઠીને સ્તોત્ર પાઠ કરવો.

૧૩ ત્રિકાળ બાર નવકાર ગણવા.

૧૪ લોજ, હોટલ વગેરેની કોઈ પણ વસ્તુ કદી વાપરવી નહિ. છેવટે ચા સિવાય તો કશું જ ન લેવું.

૧૫ તમામ ઠંડા પીણાં, આઈસ્ક્રીમ વગેરેનો ત્યાગ કરવો.

૧૬ શાળા, કોલેજમાં શિક્ષકનું કદી અપમાન વગેરે ન કરવું.

૧૭ દર બેસતા મહિને સ્નાત્ર ભણાવવું.

૧૮ દર રવિવારે સામાયિક કરવું અને તેમાં નવકારમન્ત્રાદિ સૂત્રોને કંઠસ્થ કરવા.

૧૯ પોતાની ચોખ્ખી આવકના પાંચ ટકા શુભખાતાનો ભાગ એ રૂપે જૂદા કાઢવા અને શાસનરક્ષાના કાર્યોમાં આપવા.

૨૦ પૂજ્યશ્રીના તમામ પુસ્તકોનું મનનપૂર્વક વાંચન કરવું.

૨૧ "મુક્તિદૂત" અક્ષરશઃ વાંચવાની ટેવ પાડવી.

૨૨ તમામ પૂજ્યો પ્રત્યે અપાર બહુમાન રાખવું-

૨૩ મોટર સ્કુટરમાં જતાં પૂજ્ય સાધુ સાધ્વીજી ભગવંતો વિહારમાં જોવા મળે કે શક્ય હોય તો તુરત ઊતરી જઈને વંદન, સુખશાતા –પૃચ્છા, આવશ્યકતા પૂછવી. છેવટે વાહનમાં બેસીને પણ 'મત્થએણ વંદામિ' તો કરવું જ.

૨૪ ભક્તિ મહોત્સવો, વ્યાખ્યાનો વગેરેમાં ફોટા પાડવાની કે ફીલ્મ લેવાની પ્રવૃત્તિ કદી કરવી નહિ. જ્યાં આ વાત કહી શકાય તેમ હોય ત્યાં તેમ કહેવું અને તે પ્રવૃત્તિ અટકાવવી.

૨૫ કોઈપણ પૂજનીય મુનિભગવંતોનું વ્યાખ્યાન ટેઈપ (Tape) કરવું નહિ.

૨૬ નાનકડો પણ સંઘ છ'રી પાળતો જ કાઢવો; પણ બસ, ખટારાના સંઘો કાઢવા નહિ; તેમ કરવું પડે તો તેને સંઘ ન કહેતાં યાત્રાપ્રવાસ કહેવો અને તેમાં સંઘપતિ તરીકેની માળ પહેરવી નહિ.

૨૭ તીર્થોમાં ટ્રાન્જીસ્ટર, કેમેરા, ઠંડા પીણા, બરફ, આઈસ્ક્રીમ વગેરે અભક્ષ્ય પદાર્થોનો કદી ઉપયોગ કરવો નહિ.

૨૮ શત્રુંજય આદિ તીર્થભૂમિઓ ઉપર ઝાડો, પેશાબ, થૂંક કદી કરવા નહિ.

૨૯ તીર્થભૂમિમાં પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું. જલસારૂપે તીર્થયાત્રા કરવી નહિ. દોડધામથી અનેક તીર્થો સ્પર્શવા કરતાં પૂર્ણ ભક્તિભાવથી વિભોર બનીને એકાદ તીર્થમાં વધુ સમય રોકાવાનો આગ્રહ રાખવો.

૩૦ રસ્તાઓ ઉપર કોઈ લખાણ હોય તો તેની ઉપર પગ મૂકીને જ્ઞાનની આશાતના કરીને ચાલવું નહિ.

૩૧ પોસ્ટલ કવર, ટીકીટો. રૂપીઆની નોટો વગેરેને કદી થૂંક લગાડવું નહિ.

૩૨ અક્ષરવાળા કાગળમાં ચવાણું વગેરે લઈને ખાવું નહિ.

૩૩ ઉપકારી વડીલો, માતાપિતા કે સદ્ગુરુ, તિથિની આરાધના જે રીતે કરતા હોય તે રીતે કરવી. પરંતુ આ પ્રશ્નને વિવાદનું ઉગ્ર સ્વરૂપ કદી આપવું નહિ.

૩૪ તત્ત્વજ્ઞાનના સારા જાણકાર મુનિરાજ પાસે સમય કાઢીને તત્ત્વજ્ઞાન ભણવાની તક કદી જતી કરવી નહિ.

૩૫ એકવાર સમગ્ર જીવનની આલોચના (ભવ આલોચના) સદ્ગુરુ પાસે કરી લેવી. પછી દર વર્ષે એક વાર આલોચના કરવી.

૩૬ પસ્તીમાં શ્રુતજ્ઞાન વેચાતું જોવા મળે તો ખરીદી લઈને તેની સુરક્ષા કરવી.

૩૭ આત્માનું અહિત કરે તેવા સામાજિક, ભૌતિક ભાષણો કદી સાંભળવા નહિ.

૩૮ આસપાસમાં યુવાનોને વીરસૈનિક બનાવવા માટે યત્નશીલ રહેવું.

૩૯ મુક્તિદૂતનું વાંચન વધુ વ્યાપક બનાવવા પ્રયત્ન કરવો.

૪૦ પૂજનીય મુનિવરોના વ્યાખ્યાન–શ્રવણની અનુકૂળતા હોય તો છેવટે અડધો કલાક પણ જિનવાણીનું શ્રવણ કરવું.

૪૧ શક્ય હોય તો પાંચ જિનાલયોના રોજ દર્શન કરવા.

૪૨ વાળ વધારીને નવી ફેશનના પ્રવાહમાં તણાવું નહિ.

૪૩ ખાસ કરીને તીર્થોમાં પૂજ્યો માટે જ ચા નાસ્તો કે ભોજન તૈયાર કરીને કે કરાવીને તેમની ભક્તિ કરવાનો આગ્રહ રાખવો નહિ; તેવી ભક્તિથી પૂજ્યોને ઘણો દોષ લાગે છે.

૪૪ સંઘના આંતરિક વિવાદોમાં કદી રસ લેવો નહિ; એ અંગે ચર્ચા પણ ક્યાંય કરવી નહિ.

૪૫ સંસાર ત્યાગીઓના અવર્ણવાદ ક્યાંય કરવા નહિ.

૪૬ સંસાર ત્યાગીઓની ઉગ્ર શિથિલતાને બિરદાવવી નહિ; ત્યાં માથું નમાવવું નહિ.

૪૭ કાલાનુસારી સુંદર મુનિજીવન જીવતા કોઈ પણ મહાત્માના વંદક પૂજક બનવું; અન્યથા જીવન જીવતા હોય તેવાથી બાર હાથ છેટા જ રહેવું.

૪૮ દોરા, ધાગા, મન્ત્ર, તન્ત્રની ઐહિક લાભપ્રદ પ્રવૃત્તિમાં પડવું નહિ. મોક્ષના એક માત્ર આશયથી જ ધર્મ કરવો.

૪૯ પ્રાયઃ ચરવળા વિના સામાયિક, પ્રતિક્રમણ ન કરવા.

૫૦ સામાયિક, પ્રતિક્રમણમાં લાઈટની ઉઝઈનો દોષ સેવવો નહિ.

૫૧ સાંધા વિનાનું અને ઉત્તમ પ્રકારનું વસ્ત્ર પહેરીને જ જિનપૂજા કરવી.

૫૨ બને તો પેન્ટ વગેરેને બદલે ધોતીઉં વગેરે પ્રાચીન વેષ જ સ્વીકારવો. ઘરમાં પણ પ્રાચીન વેષભૂષાનો સ્વીકાર કરવા સહુને સમજણ આપવી.

૫૩ એંઠા મોંએ બોલવું નહિ.

૫૪ એંઠું મૂકવું નહિ; થાળી ધોઈને પીવી.

૫૫ રોજ એકાદ વિગઈ ત્યાગવી; એક ટંકે અમુક દ્રવ્યથી વધુ વાપરવા નહિ.

૫૬ વિદળનું સેવન કરવું નહિ. (કાચા દૂધ કે કાચું દહીં સાથે કઠોળ મિશ્ર કરવું તે વિદળ)

૫૭ લગ્નાદિ પ્રસંગોમાં અભક્ષ્ય અપેય વસ્તુઓના ઉપયોગ કદી કરવા નહિ

૫૮ બનતા સુધી 'એલોપથી' દવાઓનું સેવન કરવું નહિ.

૫૯ કોઈ સાધાર્મિકની ભક્તિ જરૂરી જણાય તો બીજો બધો લાભ જતો કરીને પણ આ લાભને અગ્રિમતા આપવી.

૬૦ કોઈ પણ સ્વધર્મી બંધુને મળતાં 'પ્રણામ' કહીને માથું નમાવીને નમસ્કાર કરવો. પરધર્મી બંધુને 'જયજિનેન્દ્ર' કહેવું. લખાણમાં પણ આ રીતે વર્તવું.

૬૧ આજના પાશ્ચિમાત્ય શિક્ષણનો વધુ આગ્રહ રાખવો નહિ. જરૂર પૂરતું જ શિક્ષણ લેવું, તેનું વિષ ન વ્યાપે તે માટે જૈન તત્વજ્ઞાન અને આર્ય સંસ્કૃતિની પણ સુંદર જાણકારી મેળવવી.

૬૨ સંઘમાં વિખવાદ સર્જવા જન્મેલા અને હાલ જીવતાં જૈનધર્મના કેટલાક સાપ્તાહિકો; પાક્ષિકો, માસિકોના કદી ગ્રાહક થવું નહિ.

૬૩ બાહ્ય આક્રમણો સામે કમર કસીને સંગઠિત બની રહેવું અને જિનશાસનની શકય વધુ સેવાનો લાભ લેવો.

૬૪ જમાનાવાદી બાંધછોડો સ્વીકારીને ધર્મ કરવાના કે વિકસાવવાના ભ્રમમાં કદી ફસાવવું નહિ. 'થોડું પણ શુદ્ધ'નો જ આગ્રહ રાખવો.

૬૫ સ્કુલો, કોલેજો. હોસ્પીટલો વગેરેમાં સખાવતો કરવાને બદલે જિનમંદિરો, ઉપાશ્રયો, સાધર્મિકો, પાઠશાલાઓ, શાસ્ત્ર રચના આદિના ધર્મકાર્યોમાં જ મુખ્યત્વે ધનનો સદ્વ્યય કરવા આગ્રહી

બનવું. (સખાવતો તો બીજા પણ કરશે. પણ ધર્મસ્થાનોમાં બીજાઓ ધ્યાન આપવાના જ નથી.)

૬૬ અનુકૂળતાએ સ્વદ્રવ્યથી એક જિન પ્રતિમા તો ભરાવવી જ.

૬૭ લહીઆ પાસે શાસ્ત્રોનું હસ્તલેખન કરાવવા પાછળ પ્રતિ વર્ષ અમુક રકમ વાપરવી.

૬૮ દીન, દુઃખિતો અને અબોલ પ્રાણીઓની અનુકંપાના પ્રસંગોમાં તો નાત-જાત, કોમના કોઈ ભેદ જોયા વિના શક્ય તેટલો વધુ પુરુષાર્થ કરવો.

૬૯ 'પરમાનંદ પચ્ચીશી' કે તેવા કોઈક નિશ્ચયનયના આત્મસ્વરૂપની ઝાંખી કરાવતા સંસ્કૃત શ્લોકો કંઠસ્થ કરીને તેનો રોજ પાઠ કરવો. તેની સાથે પહેલું પંચસૂત્ર અને પૂ. ઉપાધ્યાયજી મ. નો જ્ઞાન સાર, અમૃતવેલની સજ્ઝાય પણ કંઠસ્થ કરીને નિત્ય પાઠ કરવો.

૭૦ કમસે કમ બે પ્રતિક્રમણના સૂત્રો અને બે પ્રતિક્રમણની વિધિ કંઠસ્થ કરવા.

૭૧ કોઈ પણ દીન દુઃખીને ઘરમાંથી ખાલી હાથે પાછો જવા દેવો નહિ; તેને કડવા શબ્દોથી કહી તિરસ્કારવો નહિ.

૭૨ દર ૭ મહિને એક વાર તો ઉપકારી સ્વ-ગુરુના દર્શન. વંદનાદિ કરવા.

૭૩ કુટુંબીજનો, ઘરાકો, મિત્રો વગેરે સાથે વાતે વાતે ચીડાવું નહિ, ક્રોધ કરવો નહિ કે હાથ ઉગામવો નહિ.

૭૪ અવારનવાર અનિત્યાદિ બાર ભાવનાઓથી આત્માને ભાવિત કરવો,

૭૫ સર્વ સાથે મૈત્રી રાખવી, ગુણીજનો પ્રત્યે પ્રમોદ કેળવવો.

દુઃખિતો અને પાપીઓની કરુણા ચિંતવવી, આપણું ન જ ચાલે ત્યાં ય ક્રોધને બદલે ઉપેક્ષા–ભાવના ભાવવી.

૭૬ વૃદ્ધજનોનો આદર કરવો.

૭૭ સદૈવ નમ્ર, નિખાલસ, નિસ્પૃહી બની રહેવું. સહુને પ્રિય થવાય તેવા ગુણોથી જીવનને સુશોભિત કરવું.

૭૮ બ્રહ્મચર્ય પાલનના કટ્ટર આગ્રહી બનવું. લેશ પણ વીર્યપાત્ ન થાય તે માટે સતત સજાગ બનીને ખાનપાન આદિનો રોજીંદો વ્યવહાર વ્યવસ્થિત રીતે ગોઠવી દેવો.

૭૯ હંમેશ પરલોકચિંતા કરવી. 'મારે ગમે ત્યારે ક્યાંય ચાલ્યા જવાનું છે' એ વાતનું રોજ મનન કરવું.

૮૦ પરધર્મો પ્રત્યે સહિષ્ણુ બનવું, કદી ધિક્કાર, તિરસ્કાર કરવો નહિ.

૮૧ આર્ય ધર્મોનો અને આર્ય પ્રજાનો સમૂળો ધ્વંસ કરતા આંતરરાષ્ટ્રીય દાવપેચોના પુરા જાણકાર બનવું, તે માટેના પૂજ્યશ્રીના ખાસ પુસ્તકોનું વારંવાર મનન કરવું.

૮૨ એકતા, સર્વધર્મ પરિષદો, સર્વધર્મ સંમેલનો, શંભૂમેળા જેવા સંગઠનોની વાતોના વમળોમાં કદી ફસાવું નહિ.

૮૩ શાસ્ત્રનીતિના સંગઠનના પ્રસંગને વધાવી લેવામાં ક્યારેય પાછી પાની કરવી નહિ.

૮૪ ધર્મરક્ષા માટે જે કાંઈ કરવું પડે તે કરવામાં હિચકિચાટ અનુભવવો નહિ.

૮૫ જેની તેની જે તે વાતોમાં અંજાઈ જવા જેટલા 'ભોળા ભાભા' બનવું નહિ.

૮૬ શક્ય હોય તો ગૃહમંદિર અને ગૃહપૌષધશાળા અવશ્ય બનાવવા.

૮૭ ધર્મસ્થાનોમાં જે ઉછામણી બોલાય તેની રકમ બને તો તે જ પળે, છેવટે ત્રણ દિવસમાં ભરી દેવી.

૮૮ ઘરમાં મુનિજીવનની આખી ઉપધિ વસાવવી અને રોજ સવારે તેનું દર્શન કરવું.

૮૯ સંઘની વહીવટી બાબતોમાં લોકસત્તાને બદલે સંઘસત્તાને જ મહત્ત્વ આપવું. ઈલેકશનને બદલે સીલેકશન તરફ જ ઝોક રાખવો, ધર્મચુસ્ત વડીલોની વાતને હંમેશ મહત્ત્વ આપવું.

૯૦ ઉપાશ્રયમાં તમામ મુનિવરોને વિધિપૂર્વક વંદન કરીને જ મુખ્ય મુનિભગવંત પાસે બેસવું.

૯૧ ધાર્મિક કે રાજકીય વહીવટી ક્ષેત્રોમાં પ્રવેશ કરવો અને શક્ય તેટલો અનિષ્ટ બાબતોનો સખ્ત વિરોધ રજુ કરતા રહેવો.

૯૨ નળ વગેરે ઉપર ગરણું બાધવું અને સંખારો સૂકવવો નહિ. અળગણ પાણીનો ઉપયોગ કરવો નહિ.

૯૩ ચોકડી વગેરે સ્થાને નિગોદ ન થાય તેની કાળજી રાખવી.

૯૪ માંકડ, મચ્છર, ઉંદર વગેરે મારવાની દવાનો ઉપયોગ કરવો નહિ.

૯૫ ઘરમાં બેનો એમ. સી. પાળે તેવી સમજુતિ આપવી.

૯૬ ગુપ્ત રીતે સાધર્મિક બંધુ–બેનોની ભક્તિનો લાભ સતત લેવો.

૯૭ સ્થાનકવાસીને મંદિરમાર્ગી બનાવવાનો કે વૈદિક ધર્મીને જૈન બનાવવાનો કદાગ્રહ રાખવો નહિ.

૯૮ કુલાચારોનું અચૂક પાલન કરવું.

૯૯ દીક્ષા લેતાંને અંતરાય ન કરવો, તેમજ પાકી ચકાસણી પણ કરવી.

૧૦૦ જન્મદિવસ જેવા દિવસોએ કતલખાનેથી જીવો છોડાવવાની પ્રવૃત્તિ કરવી તથા તેવા અનુકંપાદિના અનેક કાર્યો કરવા.

૧૦૧ સિનેમાની તર્જ ઉપર ધાર્મિક ગીતો ગાવા નહિ.

૧૦૨ પ્રત્યેક પ્રતિમાજીને 'નમો જિણાણં' બોલીને નમસ્કાર કરવો.

૧૦૩ શાસનરક્ષા માટે હમેશ કોઈ ચીજ વસ્તુનો ત્યાગ કરવો. લોગસ્સનો કાયોત્સર્ગ કરવો. મન્ત્રાધિરાજનો જપ કરવો.

૧૦૪ તીર્થસ્થાનોમાં કરાતી અદ્યતન સગવડોનો લાભ લેવો નહિ.

૧૦૫ રાત્રે વધુમાં વધુ ૯ાા સુધી જ ભાવના રાખવી.

૧૦૬ રાત્રે ૯ાા પછી ઘરની બહાર રખડવું નહિ.

૧૦૭ બજારુ વસ્તુઓ વાપરવી નહિ.

૧૦૮ ધાર્મિક પ્રસંગોમાં સત્તાધારી વર્ગના માણસોને કે મોટા શ્રીમંતોને અતિથિવિશેષદિ બનાવવા નહિ.

૧૦૯ જિનપૂજાના વસ્ત્રો સાથે ગંજીફરાક વગેરે પહેરવા નહિ. સ્લીપર વાપરવા નહિ.

૧૧૦ જિનશાસન અંગેની કોઈ પણ કારવાહીમાં શિસ્તભંગ કદી કરવો નહિ.

૧૧૧ સગર્ભા અવસ્થાની ગૃહ સ્ત્રીને નવ માસ દરમિયાન એક લાખ નમસ્કાર જપની પ્રેરણા કરવી.

૧૧૨ તીર્થસ્થાનોમાં પૂજારી વર્ગને અવશ્ય 'કાંઇક' આપવાનું રાખવું.



કમલ પ્રકાશન (પબ્લિક) ટ્રસ્ટ
રજિ. નંબર ઈ. ૧૫૪૧ (તા. ૪-૧૧-૬૭)
ઇન્કમટેક્ષ મુક્તિ T. R. No. 47/IV.G. 68-69 (Dt: 14-2-69)
ઓફિસ : ૫૦૮૨/૩, બીજે માળે, રતનપોળ નાકા,
યાજ્ઞિક ઈન્સ્ટીટયૂટ સામે, ગાંધીરોડ,
અમદાવાદ-૩૮૦૦૦૧

**મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીની જ્ઞાનવાણી**
**વહાવતાં**

# આધ્યાત્મિક પુસ્તકો

(ગુજરાતી તથા હિન્દી)

તથા

# મુક્તિદૂત માસિક

ચિન્તક : **મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી**
સંપાદક : **હસમુખ સી. શાહ**

નકલ : **૧૪૫૦૦**

લવાજમ : વાર્ષિક રૂ. **૫-૦૦**

**કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી બહાર પડતાં**
**પુસ્તકોનાં પ્રાપ્તિસ્થાનો**

**૧. સોમચંદ ડી. શાહ**
જીવન નિવાસ સામે
**પાલીતાણા**
(સૌરાષ્ટ્ર)

**૨. સેવંતીલાલ વી. જૈન**
૨૦, મહાજન ગલી
૧ લે માળે, ઝવેરી બજાર
**મુંબઈ-૨**

**૩. જૈન પ્રકાશન મંદિર**
દોશીવાડાની પોળ,
કાળુપુર, અમદાવાદ-૧

# ટ્રસ્ટી મંડળનું નિવેદન

કમલ પ્રકાશન ટ્રસ્ટ (અમદાવાદ) મુખ્યત્વે બે વિભાગમાં કામ કરી રહ્યું છે.

## ૧. પુસ્તક વિભાગ ૨. માસિક વિભાગ

**(૧) પુસ્તક વિભાગ :** આજ સુધીમાં પૂજ્યપાદ મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજીના કોડીબંધ પુસ્તકો અમે બહાર પાડી ચૂક્યા છીએ. કેટલાક પુસ્તકોની તો ચારથી પાંચ આવૃત્તિઓ પણ અમે પ્રગટ કરી છે. ગુજરાતી ભાષામાં પ્રગટ થઈ ચૂકેલા પુસ્તકોને હવે હિન્દીમાં અનુવાદિત કરીને પ્રગટ કરવાનું કાર્ય પણ ચાલી રહ્યું છે. આ પુસ્તકો મુખ્યત્વે જૈન દર્શનને, યાવત્ ગૌરવવંતી આર્યસંસ્કૃતિને જગતની સમક્ષ અર્વાચીન ભાષામાં રજૂ કરે છે.

ક્રમબદ્ધ રીતે નવાં નવાં પુસ્તકો અમે બહાર પાડી રહ્યાં હતા. તેમાં અમને સુંદર આર્થિક સહકાર મળી જતાં જાંબૂવાલા ગ્રંથમાળાનું નવું ક્ષિતિજ ખુલ્લું મૂક્યું, ૧૯૭૧ ની સાલથી દર વર્ષે પાંચ પુસ્તકોનો એક સેટ અમે આ ગ્રંથમાળાના અન્વયે પ્રગટ કરી રહ્યા છીએ.

પણ અમને આટલાથી જ સંતોષ ન હતો. એટલે નવી પેઢીના યુવાનો અને યુવતીઓ માટે જીવનઘડતર વાંચનમાળાનું બીજું ક્ષિતિજ પણ ખુલ્લું મૂક્યું. એના અન્વયે અમે વીસ નાની પુસ્તિકાઓ (પોકેટ–બુક્સ) બહાર પાડી છે.

અમારા બધાં ય કાર્યો સારી રીતે ચાલતા જ રહે અને વેગ પકડતા રહે એ માટે અમને ઘણા મોટા આર્થિક સહકારની આવશ્યકતા છે. દાનવીરો તરફથી અમને સુંદર સહકાર મળી રહે તે માટે અમે "કમલ પ્રકાશન ટ્રસ્ટ" ને પબ્લિક ટ્રસ્ટ બનાવ્યું છે. અને તેના

દાનને "ઈન્કમટેક્ષ એકઝમ્પટેડ" કરાવ્યું છે. વળી અમે એ માટે સુંદર યોજના પણ કરી છે; જે નીચે મુજબ છે.

| દાન : | પદ : | લાભ : |
|---|---|---|
| રૂા. ૨૦૦૧ : | શ્રુતભક્ત : | સંસ્થાના ભૂત-ભાવી તમામ પ્રાપ્ય પુસ્તકો ભેટ મળશે. |
| રૂા. ૧૦૦૧ : | શ્રુતાનુરાગી : | સંસ્થાના ભૂત-ભાવી તમામ પ્રાપ્ય પુસ્તકો ભેટ મળશે. |
| રૂા. ૫૦૧ . | શ્રુતસભ્ય : | સંસ્થાના તમામ ભાવી પુસ્તકો ભેટ મળશે. |

ઉપરોક્ત તમામ દાતાઓની નામાવલિ સંસ્થા તરફથી પ્રગટ થનારા (સિરીઝ સિવાયના) પુસ્તકોમાં સંસ્થાના કુટુંબીજન તરીકે આવશે.

દાનવીરો ! '**કમલ પ્રકાશન ટ્રસ્ટ**'ના નામથી આપની રકમ આજે જ ચેક, ડ્રાફ્ટ કે મનીઓર્ડરથી મોકલીને અમને આપનો અમૂલ્ય સહકાર આપશો એવી આશા રાખીએ છીએ.

*** પુસ્તક વિભાગમાં જ્ઞાન ખાતાની રકમ લેવામાં આવે છે**

## પુસ્તક વિભાગમાં : અમારા કુટુંબ જનો

**શ્રુતસમુદ્ધારક :**

૧. શ્રી શાંતિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ–મુંબઈ
૨. ,, કપૂરચંદ નરભેરામ સુતરીઆ–મદ્રાસ
૩. ,, રામજી શામજી વિરાણી અને શ્રીમતી સમરત રામજી વિરાણી ટ્રસ્ટ—રાજકોટ
૪, શ્રી પ્રવીણકુમાર દલીચંદભાઈ—મુંબઈ

**શ્રુતરક્ષક :**

૧. શ્રી વિશાશ્રીમાળી તપાગચ્છીય જ્ઞાનાદિ ધાર્મિક ફંડખાતું–જામનગર.

**શ્રુતભક્ત :**

૧. શ્રી ગુજરાતી જૈન શ્વેતામ્બર તપગચ્છ સંઘ- (કલકત્તા)
૨. ,, શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ—લીંબડી
૩. શ્રીમતી લીલમબેન મણિલાલ—મુંબઈ
૪. શ્રી ઝવેરી બ્રધર્સ—ચુડા
૫. ,, કાંતિલાલ ચીમનલાલ કોલસાવાળા—અમદાવાદ
૬. ,, રૂબી કોચ બીલ્ડર્સ પ્રા. લી-મુંબઈ
૭. શ્રી સુદામડા શ્વે. મૂર્તિપૂજક જૈન સંઘ—સુદામડા
૮. ,, નયનમલ ભૂરમલજી જૈન—મુંબઈ
૯. જૈન શ્વે. મૂ. પૂ. તપાગચ્છ સંઘ—ભુજ
૧૦. જમનાદાસ ખુશાલદાસ વોરા સહાયક નિધિ
હ. લાલદાસ જમનાદાસ—મુંબઈ

**શ્રુતાનુરાગી :**

૧. શ્રી માંડલિકભાઈ જે. ઝવેરી—મુંબઈ
૨. ,, સુબોધચંદ્ર લાલભાઈ–અમદાવાદ
૩. ,, કવરલાલ હીરાલાલ પારેખ–અમદાવાદ
૪. ,, અચલગઢ જૈન પેઢી—અચલગઢ
૫. ,, ધરમદાસ ત્રીકમલાલ કપૂરવાલા—મુંબઈ
૬. ,, જૈન શ્વે. મૂર્તિપૂજક સુધારાખાતાની પેઢી–મહેસાણા
૭. ,, ભનીબેન ધીરજલાલ પાનાચંદ શ્રોફ—અમદાવાદ
૮ શ્રીમતી પોપટબેન ભૂરમલજી—(દેલંદર)
૯. શ્રી શાંતિનગર જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ–અમદાવાદ
૧૦, ,, બારેજા–એકળી જૈન સંઘ—બારેજા

૧૧. શ્રી પાર્શ્વનાથ જૈન પેઢી–રોહીડા (રાજસ્થાન)
૧૨. એક સદ્‌ગૃહસ્થ તરફથી. હ. પ્રફુલચંદ કાંતિલાલ દલાલ–મુંબઈ
૧૩. સ્વ, મફતલાલ મોહનલાલના સ્મરણાર્થે તેમના સુપુત્રો તરફથી
 ––નવા ડીસા
૧૪. શ્રી કપુરચંદ એન. સુતરીઆ–મદ્રાસ
૧૫. ,, દાદર આરાધના ભવન જૈન–પૌષધશાળા–દાદર––મુંબઈ
૧૬. બેન સરોજના સ્મરણાર્થે હ. જેસીંગભાઈ–પેથાપુરવાળા
 ––અમદાવાદ
૧૭. શ્રી વીઠ્ઠલદાસ ધનજીભાઈ બારદાનવાળા–જામનગર
૧૮. ,, મોતીચંદ હેમરાજ ઉપાશ્રયના જ્ઞાનખાતા તરફથી–જામનગર
૧૯. ,, સુમનભાઈ મુલચંદ વાડીલાલ શાહ–મુંબઈ
૨૦. વોરા અમુલખભાઈ કેશવજી (રાજપુરવાળા) ભુજ
૨૧. શ્રી લાલગર માધવગર કોન્ટ્રાકટર–ભુજ
૨૨. ,, ચોપાટી જૈન સંઘ–મુંબઈ
૨૩. ,, ચંદ્રાલય જ્ઞાન ટ્રસ્ટ–અમદાવાદ
૨૪. ,, ભવાનીપુર મૂર્તિપૂજક જૈન શ્વેતામ્બર સંઘ–કલકત્તા
૨૫. ,, શ્રીમતી સુશીલાબેન બાબુભાઈ ભગુભાઇ (પેથાપુરવાળા)
 ––અમદાવાદ
૨૬. ,, નવરંગપુરા શ્વે. મૂર્તિપૂજક સંઘ–અમદાવાદ
૨૭. ,, શામજી વેલજી વીરાણી અને કડવીબાઈ વીરાણી સ્મારક
 ––ટ્રસ્ટ રાજકોટ
૨૮. શ્રી રણછોડભાઈ શેષકરણભાઈ શેઠ મુંબઈ,
૨૯. ,, રસીકભાઇ ત્રીકમલાલ લોદરાવાળા–મુંબઇ

**શ્રુતસભ્ય :**

૧. મહુવા વીશાશ્રીમાળી તપાગચ્છીય શ્વે. મૂર્તિપૂજક સંઘ
 ––મહુવાબંદર
૨. શ્રી સ્વ. છબીલદાસ સુખલાલ કાળીદાસ–લીંબડી

૩. શ્રી રસીકલાલ શીવલાલ ગાંધી–મુંબઈ
૪. ,, હિંમતલાલ શામળભાઈ–અમદાવાદ
૫. શ્રીમતી જયાલક્ષ્મી કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૬. શ્રી હાલારી વીશાઓસવાળ શ્વે. મૂ. પૂ. જૈન જ્ઞાતિ સમસ્ત દેરાસર ટ્રસ્ટ–પડાણા
૭. શ્રી વિજયસભા જૈન જ્ઞાન મંદિર–ડભોઈ
૮. ,, જામવણથલી શ્વે. મૂ. પૂ. જૈન સંઘ–જામવણથલી
૯. ,, ભોગીલાલ મગનલાલ શાહ–ભાવનગર
૧૦. ,, રમેશચંદ્ર કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૧૧. ,, દીલીપકુમાર કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૧૨. ,, ભરતકુમાર કપૂરચંદ સુતરીઆ–મદ્રાસ
૧૩. ,, સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ (ખીલોસવાળા)–જામનગર
૧૪. શ્રી ચોટીલા જૈન શ્વે. મૂ. પૂ. સંઘ–ચોટીલા
૧૫. ,, જૈન શ્વે. મૂ. પૂ. સંઘ–દાવણગીરી
૧૬. સંઘવી ભવાનજી હીરાચંદના સમાધિપૂર્વકના સ્વર્ગવાસ નિમિત્તે તેમના સુપુત્રો તરફથી–ભુજ
૧૭. શ્રી જયંતિલાલ વલમજી છેડા–ગઢસીસા
૧૮. ;, પત્રી જૈન સંઘ–પત્રી
૧૯. ,, પ્રવીણકુમાર દલીચંદભાઈ–મુંબઈ
૨૦. ,, જૈન શ્વેતામ્બર તીર્થ પેઢી, અચલગઢ
૨૧. ,, રંભાબાઈ ડોસાભાઇ–કલકત્તા
૨૨. ,, ચંદ્રકાંતભાઇ કાંતીલાલ શાહ–અમદાવાદ
૨૩. ,, સુતરીયા ચીમનભાઈ ઝવેરભાઈ ( નાણાં ધીરનાર )–નડીયાદ
૨૪. શ્રી ઝીંઝુવાડા જૈન સંઘ–ઝીંઝુવાડા
૨૫. શ્રી કીરણબેન ઉપેન્દ્રકુમારના સ્મરણાર્થે હ. નટવરલાલ અમુલખભાઈ—ગોધરા
૨૬. શાહ ચતુરભાઈ નગીનદાસ, એલગાંવ.

શ્રીમતી જયાલક્ષ્મી કપુરચંદ સુતરીયા મદ્રાસ
શ્રી કપૂરચંદભાઇ નરભેરામ સુતરીયા મદ્રાસ



જે **કમલ પ્રકાશન ટ્રસ્ટે** પ્રગટ કરેલા 'ગુરૂમાતા' નામના પુસ્તકે અમારા ઉપરોક્ત ઉપકારી માતાપિતાના જીવનમાં ચમત્કાર સર્જ્યો તે ટ્રસ્ટની ઋણમુક્તિ અર્થે અમે તેમના સુપુત્રો (રમેશચંદ્ર-દિલીપકુમાર તથા ભરતકુમાર) ટ્રસ્ટને રૂા. **૧૧૦૦૧** અર્પણ કરીએ છીએ.

**સ્વ. દાનવીર, ધર્માનુરાગી શેઠશ્રી રામજીભાઈ વિરાણીએ સ્થાપેલ "શ્રી રામજી શામજી વિરાણી અને શ્રીમતી સમરતબેન રામજી વિરાણી ટ્રસ્ટ રાજકોટ" તરફથી સ્વ. શેઠશ્રી રામજીભાઈની પુણ્ય તિથિ પ્રસંગે રૂા. ૧૧૦૦૧ 'કમલ પ્રકાશન ટ્રસ્ટ' ને અર્પણ થયેલ છે.**

લિ: મેનેજીંગ ટ્રસ્ટી.

શ્રી નગીનભાઈ રામજીભાઈ વિરાણી

(૨) માસિક વિભાગ :

કમલ પ્રકાશન પબ્લિક ટ્રસ્ટ તરફથી 'મુક્તિદૂત' નામનું સોળ પેઈજનું એક માસિક જુન ૬૯થી અમે શરૂ કર્યું છે. આ માસિક બહુ જ ટૂંકા સમયમાં સાડા ચૌદ હજાર નકલોનો લક્ષ્યાંક આંબી ગયું છે. મુક્તિદૂત' નામનું આ માસિક સત્યને સંપૂર્ણ રીતે વફાદાર રહીને આર્ય સંસ્કૃતિના એ જાજરમાન ગૌરવોની ઘટઘટમાં પુનઃપ્રાણ પ્રતિષ્ઠા કરવા તલપે છે. આગળ વધીને પ્રત્યેક માનવમાં અધ્યાત્મભાવના તેજલિસોટા પ્રસરાવવા ઈચ્છે છે.

જૂન '૭૨ સુધી મુકિતદૂતની પેટી યોજના દ્વારા અગિઆર હજાર બંધુઓને (રોજ ૧૦ પૈસાનું દાન કરવાની શરત મંજૂર રાખે ત્યાં સુધી) તો આ માસિક કાયમ માટે લવાજમ મુકત બની રહેશે. જૂન '૭૨ પછી થનારા ગ્રાહકોને લવાજમ રૂા. ૧૫-૦૦ ભરવા સાથે પેટીયોજના બંધ કરવામાં આવી હતી. પરંતુ જૂન ૧૯૭૪ના મુક્તિદૂતના છઠ્ઠા વર્ષના આરંભથી કમ્મરતોડ મોંઘવારીના કારણે અમે પંચવર્ષીય લવાજમ યોજના પણ બંધ કરીને નવા થનાર ગ્રાહકો માટે વાર્ષિક લવાજમ પાંચ રૂપીઆની યોજના અમલમાં મૂકી છે.

અગિયાર હજાર બંધુઓને કાયમ માટે લવાજમ મુક્તિનો લાભ ચાલુ રાખવો એ નાનીસૂની બાબત નથી. દાનવીરોના આર્થિક સહકાર વિના અમે આ કાર્ય હમેશ માટે ચાલુ રાખી શકીએ નહિ. આપનો સુંદર આર્થિક સહકાર અમને મળી રહે તે માટે અમે નીચે મુજબની એક યોજના કરી છે- આ યોજનાનો લાભ લેનારા દાતાઓનાં નામ માસિકના એક કે વધુ અંકમાં પ્રગટ કરવામાં આવશે.

શ્રીમતી જયાલક્ષ્મી કપૂરચંદ સુતરીયા મદ્રાસ
શ્રી કપૂરચંદભાઇ નરભેરામ સુતરીયા મદ્રાસ



જે **કમલ પ્રકાશન ટ્રસ્ટે** પ્રગટ કરેલા 'ગુરૂમાતા' નામના પુસ્તકે અમારા ઉપરોક્ત ઉપકારી માતાપિતાના જીવનમાં ચમત્કાર સર્જ્યો તે ટ્રસ્ટની ઋણમુક્તિ અર્થે અમે તેમના સુપુત્રો (રમેશચંદ્ર–દિલીપકુમાર તથા ભરતકુમાર) ટ્રસ્ટને રૂા. **૧૧૦૦૧** અર્પણ કરીએ છીએ.

સ્વ. દાનવીર, ધર્માનુરાગી શેઠશ્રી રામજીભાઈ વિરાણીએ સ્થાપેલ "શ્રી રામજી શામજી વિરાણી અને શ્રીમતી સમરતબેન રામજી વિરાણી ટ્રસ્ટ રાજકોટ" તરફથી સ્વ. શેઠશ્રી રામજીભાઈની પુણ્ય તિથિ પ્રસંગે રૂા. ૧૧૦૦૧ 'કમલ પ્રકાશન ટ્રસ્ટ' ને અર્પણ થયેલ છે.

લિ: મેનેજીંગ ટ્રસ્ટી,
શ્રી નગીનભાઈ રામજીભાઈ વિરાણી

**સ્વ. કાન્તિલાલ પ્રતાપશી-મુંબઈ.**
**સ્વ. સુભદ્રાબેન કાન્તિલાલ-મુંબઈ.**



જેમણે પોતાના બે પુત્ર-પુત્રી (**હાલ મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી તથા સાધ્વીશ્રી મહાનંદાશ્રી**)ને ચારિત્રધર્મના સંસ્કારોનું ગળથૂંથીમાં જ પાન કરાવીને વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસને સમર્પિત કર્યા તેમની પુણ્યસ્મૃતિમાં........

**હા. પ્રફુલ્લ કાન્તિલાલ પ્રતાપશી-મુંબઈ.**

**શ્રી લાલજીભાઈ પદમશીભાઈ ઝવેરી-ચૂડા**
**શ્રીમતી જયાબેન લાલજીભાઈ ઝવેરી-ચૂડા**



પૂજ્યપાદ મુનિરાજશ્રી ચન્દ્રશેખરવિજયજીના સતત સાનિધ્યે જેમના જીવનની અંતિમ પળો ધન્યતાને પામી, અને જેઓ પોતાના ધર્મસંસ્કારનો અણમોલ વારસો મને આપીને આ જગતમાંથી વિદાય થયા તે પૂજ્યનીય માત-પિતાજીના સ્મરણમાં આ નાનકડા સુકૃતનો ભાગી બનીને ધન્યતા અનુભવું છું.

**—સુરેશ લાલજીભાઇ ઝવેરી.**

રૂ. ૩૦૦૦ સંસ્કૃતિ સમુદ્ધારક
રૂ. ૨૦૦૦ સંસ્કૃતિ રક્ષક
રૂ. ૧૦૦૦ સંસ્કૃતિ ભક્ત
રૂ. ૫૦૦ સંસ્કૃતિ અનુરાગી
રૂ, ૨૫૦ સંસ્કૃતિ સભ્ય
રૂ. ૧૦૦ આજીવન સભ્ય

રૂા. ૨૫ કે તેથી વધુ રકમનું દાન કરનારનું નામ માસિકના એક અંકમાં આપવામાં આવશે.

ઉપરોક્ત કોઈ પણ પદ પ્રાપ્ત કરનાર પુણ્યવાન્ વ્યકિત સૂચવે તો અનુક્રમે પંદર, દસ, પાંચ, બે અને એક–ઠેકાણે (રૂા. ૨૫૦ તથા રૂા. ૧૦૦ દાતાને) મુકિતદૂત માસિક કાયમ માટે લવાજમ વિના ભેટ મોકલવામાં આવશે.

રૂા. ૨૫૦ થી ઉપરના દાતાઓની નામાવલી ટ્રસ્ટ તરફથી બહાર પડતાં તમામ પુસ્તકોમાં આપવામાં આવશે.

**મલ પ્રકાશન પબ્લિક ટ્રસ્ટના દાનને ઇન્કમટેક્ષ એકઝમ્પશન ભેલું હોવાથી આપની રકમ કરમુક્ત બની રહેશે.**

*** માસિક વિભાગમાં જ્ઞાન ખાતાની રકમ લેવામાં આવતી નથી.**

**માસિક વિભાગમાં અમારા કુટુંબીજનો :**

**સંસ્કૃતિ સમુદ્ધારક :**

(૧) પોપટબેન ભુરમલજી C/o. શા. નથમલ એન્ડ કું. મુંબઈ.

**સંસ્કૃતિરક્ષક :**

(૧) શ્રી રજનીકાન્ત લક્ષ્મીચંદ જાપૂવાળા–લીંબડી
(૨) ,, જીવતલાલ પરતાપસી-મુંબઈ
(૩) ,, નથનમલ ભુરમલજી જૈન–મુંબઈ
(૪) ,, પોપટબેન ભુરમલજી જૈન–દેલદર

સંસ્કૃતિભક્ત :

(૧) શ્રી ઉષાકાન્ત રમણલાલ શાહ–અમદાવાદ
(૨) શ્રી વ્રજલાલ ત્રિભોવનદાસ–(એલ. ટી. વાળા)–સુરેન્દ્રનગર
(૩) શ્રીમતી ગજરાબેન મનસુખલાલ શાહ–અમદાવાદ (એ. બી. સી. સર્જીકલવાળા)
(૪) શ્રી ભીખાભાઈ મોતીચંદ પબ્લિક ટ્રસ્ટ તરફથી
હ–શેઠ પોપટભાઈ ભીખાભાઈ–મુંબઈ
(૫) એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. શેઠ શાંતિભાઇ કપાસી–મુંબઇ
(૬) રૂબી કોચ બીલ્ડર્સ પ્રા. લી.–મુંબઇ
(૭) શ્રી રમણિકલાલ કેશવલાલ–સુરેન્દ્રનગર
(૮) શ્રી ઝવેરી બ્રધર્સ–ચૂડા
(૯) એક સદ્‌ગૃહસ્થ તરફથી હ. વસંતભાઈ–મુંબઇ
(૧૦) શ્રી રવિચંદ માણેકચંદ–થાનગઢ
(૧૧) શ્રી લઘુભાઇ માણેકચંદ––જામનગર
(૧૨) શ્રી કાન્તીલાલ ચીમનલાલ કોલસાવાળા–અમદાવાદ
(૧૩) શ્રી મણીલાલ મગનલાલ કોંઢવાળા–ધ્રાંગધ્રા
(૧૪) શ્રીમતી કુસુમબેન જયંતિલાલ આર. શાહ–મુંબઈ
(૧૫) શ્રી શરદચંદ્ર જેઠાલાલ પાટલીઆ–જામનગર
(૧૬) શ્રી વિઠ્ઠલદાસ ધનજીભાઈ બારદાનવાળા–જામનગર
(૧૭) કોંઢ જૈન તપાગચ્છ સંઘ તરફથી (જિનાલયની શતાબ્દિ નિમિત્તે) કોંઢ
(૧૮) શ્રી બીપીનચંદ્ર રતિલાલ નાનજીભાઈ–ધ્રાંગધ્રા
(૧૯) સ્વ. વસનજી નાનચંદના કુટુંબીજનો તરફથી–જામનગર
(૨૦) એક સદ્‌ગૃહસ્થ તરફથી

(૨૧) શ્રીમતી કમળાબેન શાન્તિલાલ કપાસી–મુંબઈ
(૨૨) દોશી છબીલદાસ જીવણલાલ (મોટી મારવાડવાળા)–મુંબઈ
(૨૩) શ્રી જસવંતલાલ ચીમનલાલ શાહ–મુંબઈ
(૨૪) શ્રી રમણલાલ ચીમનલાલ શાહ (કોલસાવાળા) અમદાવાદ
(૨૫) શ્રી એસ્કવાયર મુંબઈ
(૨૬) શ્રી પ્રતાપ ચેરીટેબલ ટ્રસ્ટ–મુંબઈ હ. શેઠ જીવતલાલ પ્રતાપસી
(૨૭) સ્વ. મહેતા દલીચંદ માણેકચંદ (ખિલોસવાળા) જામનગર

**સંસ્કૃતિ અનુરાગી :**

(૧) શ્રી ચંપાબેન મણીલાલ નાગરદાસ–મુંબઇ
(૨) સંઘવી મણીલાલ સાંકરચંદ–જામનગર
(૩) મહેતા ચંદુલાલ રામજીભાઈ ચેલાવાળા—જામનગર
(૪) શાહ અંબાલાલ અમૃતલાલ–બોરસદ

**સંસ્કૃતિસભ્ય :**

(૧) શ્રી શિવલાલ ભૂદરદાસ રાજકોટ
(૨) ,, અમૃતલાલ હરકીશનદાસ (હોટલ એમ્બેસેડરવાળા) ભુજ
(૩) ,, રજનીકાંત અંબાલાલ શાહ–મુંબઈ
(૪) સ્વ. ચાંપસી પાલણ તથા સ્વ. પાલણ વીરજી તથા તેમના પુત્રવધુ સૌ. સ્વ. હીરાબેન સુંદરજીની પુણ્યસ્મૃતિ પ્રસંગે હ. કેશવજી પાલણ—મુંબઈ
(૫) દોશી સુંદરજી ડાહ્યાભાઇ–મોરબી
(૬) શ્રી શાંતિલાલ રાયચંદ–મુંબઇ
(૭) એક સદ્‌ગૃહસ્થ તરફથી–મુંબઈ
(૮) શેઠ નાનાલાલ લલ્લુભાઈ હ. લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ–સુરેન્દ્રનગર
(૯) અ. સૌ. મીનાક્ષી રમેશચંદ્ર સુતરીયા–મદ્રાસ
(૧૦) અ. સૌ. યોગિની દીલીપકુમાર સુતરીયા–મદ્રાસ

(૧૧) જેચંદભાઇ અમુલખ C/o. વિદ્યાર્થી વિકાસ ગૃહ–બોરડી

(૧૨) સાબરબાગ સોસાયટીના જૈન ભાઈઓ તરફથી–સાબરમતી

(૧૩) બચુભાઈ ચીમનલાલ ઝવેરી–મુંબઈ

(૧૪) કેશવલાલ ગીરધરલાલ એન્ડ કું.–અમદાવાદ

(૧૫) શાહ કુંવરજી તુલસીદાસ–ધ્રાંગધ્રા

(૧૬) શ્રીમતી તારા કીશોર દોશી–રાજકોટ
C/o કીશોર એન્ડ કું. એડવોકેટ

(૧૭) શા. ભવાનજી હીરજી–મુંબઇ

(૧૮) અ. સૌ. હર્ષદા ભરતકુમાર સુતરીયા મદ્રાસ

(૧૯) પરેશકુમાર રમેશચંદ્ર સુતરીયા મદ્રાસ



# કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકો

(ઘેર બેઠાં વી. પી. થી મેળવો. પોસ્ટેજ ખર્ચ અલગ)

લેખક : મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

| | | |
|---|---|---|
| | ૧ સાધનાની પગદંડીએ | ૨–૦૦ |
| | ૨ શરણાગતિ | ૨–૦૦ |
| | ૩ વિરાગની મસ્તી | ૨–૦૦ |
| | ૪ ઊંડા અંધારેથી | ૨–૦૦ |
| ૦ | ૫ અધ્યાત્મસાર | ૫–૦૦ |
| | ૬ ગુરુમાતા | ૨–૦૦ |
| ૦ | ૭ વંદના | ૨–૦૦ |
| ૦ | ૮ વિરાટ જાગે છે ત્યારે | ૨–૦૦ |
| ૦ | ૯ મહાપંથના અજવાળાં | ૨–૦૦ |
| ૦ | ૧૦ જૈન દર્શનમાં કર્મવાદ | ૧–૫૦ |
| ૦ | ૧૧ સચિત્ર જીવન દર્શન | ૩–૦૦ |
| | ૧૨ કાનજીભાઈ મત પ્રતિકાર | ૩–૦૦ |
| ૦ | ૧૩ તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશી | ૨–૦૦ |
| | ૧૪ ત્રિભુવનપ્રકાશ મહાવીરદેવ (અનન્તનાં પાત્રો) | ૪–૦૦ |
| ૦ | ૧૫ વિજ્ઞાન અને ધર્મ | ૫–૦૦ |
| ૦ | ૧૬ મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૧ | ૩–૦૦ |
| ૦ | ૧૭ ,, ,, ,, વર્ષ–૨ | ૫–૦૦ |
| | ૧૮ જાગતા રે'જો | ૬–૦૦ |

૧૯ સોળ ભાવનાઓ
૨૦ જુની પેઢીને
૨૧ બોધ કથાઓ
૨૨ ઊઠ, જાગ, મુસાફીર
૨૩ જૈનં જયતિ શાસનમ્

[નં. ૧૯ થી ૨૩]
જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૧
સેટનું મૂલ્ય ૨–૫૦

૦૨૪ વીર! મધુરી વાણી તારી ૬–૦૦

૦૨૫ નહિ ઐસો જનમ બારબાર ૬–૦૦

૨૬ મૂઝવતા પ્રશ્નો
૨૭ ચક્રવર્તી બ્રહ્મદત્ત
૨૮ आचारः प्रथमो धर्मः
૨૯ આપણી સંસ્કૃતિ
૩૦ વિકાસનું મહાભિયાન

[નં. ૨૬ થી ૩૦]
જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૨
સેટનું મૂલ્ય ૨–૫૦

૩૧ સોલહ ભાવનાએ
૩૧ પુરાની પીઢીકો
૩૩ બોધ કથાએ
૩૪ ઊઠ, જાગ મુસાફિર
૩૫ જૈનં જયતિ શાસનમ્

[નં. ૩૧ થી ૩૫]
જાંબૂવાલા ગ્રંથમાળા
(હિન્દીમાં) ૧૯૭૧
સેટનું મૂલ્ય ૨–૫૦

૩૬ મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૩ ૫–૦૦

૦૩૭ સિનેમાનો ત્યાગ કરો
૦૩૮ સાદગી અપનાવો
૦૩૯ આપણે ક્યાં જઈ રહ્યા છીએ?
૦૪૦ સુખ જ ભયાનક છે
૦૪૧ વાંચો : વિચારો : પામો
૦૪૨ જયવંતુ જિનશાસન
૦૪૩ વિજ્ઞાન! એક સમસ્યા
૦૪૪ દયાળુ બનો
૦૪૫ પરલોક દષ્ટિ
૦૪૬ કોઠા સૂઝ બનો

[નં. ૩૭ થી ૪૬]
જીવનઘડતર વાંચનમાળા
સેટ પહેલો
સેટનું મૂલ્ય ૨–૦૦

| | | |
|---|---|---|
| ૪૭ અંધભક્તિ પશ્ચિમની<br>૪૮ ત્રણ વાર્તાઓ<br>૪૯ દંભ–૧<br>૫૦ દંભ–૨<br>૫૧ જરા, કાન દઈને મને સાંભળો | [નં. ૪૭ થી ૫૧]<br>જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૩<br>સેટનું મૂલ્ય ૨–૫૦ | |
| ૫૨ મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૪ | | ૫–૦૦ |
| ૦૫૩ આંધી આવી છે | | ૬–૦૦ |
| ૦૫૪ બ્રહ્મચર્ય | | ૨–૦૦ |
| ૫૫ ચાલો જીવન પલટીએ<br>૫૬ સંસાર<br>૫૭ નિશ્ચય વ્યવહાર<br>૫૮ આ માસનો શ્લોક<br>૫૯ મીની કથાઓ | [નં. ૫૫ થી ૫૯]<br>જાંબૂવાલા ગ્રન્થમાળા ૧૯૭૪<br>સેટનું મૂલ્ય ૨–૫૦ | |
| ૦૬૦ રામાયણના પ્રેરક પ્રસંગો | | ૪–૦૦ |
| ૦૬૧ ચાર પુરૂષાર્થ | | ૨–૦૦ |
| ૬૨ મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૫ | | ૫–૦૦ |
| ૬૩ વીરસૈનિકદળ<br>૬૪ ધર્મયુદ્ધ કે પક્ષયુદ્ધ<br>૬૫ વીરસૈનિકની ફરજો<br>૬૬ આપણી સંસ્કૃતિમાં સ્ત્રીનું સ્થાન<br>૬૭ ધર્મગુરૂઓ ! હવે તો જાગો<br>૬૮ ચિંતનની ચિનગારીઓ<br>૬૯ આધુનિક શિક્ષણ<br>૭૦ ધર્મનાશની ભેદી ચાલ<br>૭૧ લોકાપવાદ–ત્યાગ<br>૭૨ યુવકની મનોવ્યથા | [નં. ૬૩ થી ૭૨]<br>જીવનઘડતર વાંચનમાળા<br>સેટ બીજો<br>સેટનું મૂલ્ય ૩–૦૦ | |

| | | |
|---|---|---|
| ૭૩ | સિંહનાદ | ૩–૦૦ |
| ૭૪ | સ્વરાજનું લોખંડી ચોકઠું | ૩–૦૦ |
| ૭૫ | ચેત, મછંદર ! ગોરખ આયા | ૮–૦૦ |
| ૭૬ | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [હિન્દી] | ૧–૦૦ |
| ૭૭ | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [ગુજરાતી] | ૧–૦૦ |
| ૭૮ | આપણે ફેર વિચારીએ | ૫–૦૦ |
| ૭૯ | ત્રિલોકગુરૂ મહાવીરદેવ [અંગ્રેજી] | ૧–૦૦ |
| ૮૦ | વીરસૈનિક [ગુજરાતી] | ૦–૫૦ |
| ૮૧ | મુક્તિદૂત માસિક ફાઈલ વર્ષ–૬ | ૫–૦૦ |
| ૮૨ | વીરસૈનિક [હિન્દી] | ૧–૫૦ |
| ૮૩ | સળગતી સમસ્યાઓ | ૩–૦૦ |
| ૮૪ | આત્મા | ૨–૦૦ |
| ૮૫ | જિનશાસનરક્ષા | ૨–૦૦ |
| ૮૬ | ગાંધીવિચાર સમીક્ષા | (પ્રેસમાં) |

**૦ આ નિશાનવાળાં પુસ્તકો અપ્રાપ્ય છે.**

---

- ૦ એકી સાથે સો રૂપીયાના પુસ્તકો ખરીદનાર કોઇ પણ વ્યક્તિને ૨૫ ટકા કમીશન માંગશે તો આપવામાં આવશે.
- ૦ રૂ. ૫૦૧ નું દાન કરીને ભાવી તમામ પુસ્તકો ઘેર બેઠાં ભેટ મેળવો.

---

# કમલ પ્રકાશન ટ્રસ્ટ તરફથી પ્રકાશિત થયેલાં પુસ્તકો

( ઘેર બેઠાં વી. પી. થી મેળવો પોષ્ટેજ ખર્ચ અલગ )

પ્રાપ્તિ સ્થાન: ૫૦૮૨/૩, બીજે માળે, યાજ્ઞિક ઈન્સ્ટીટયુટ સામે,
રતનપોળના નાકે, ગાંધીરોડ, અમદાવાદ–૧.

: પ્રાપ્ય પ્રકાશનો : ફોન. ૩૦૦૮૧

## લેખક : મુનિશ્રી ચન્દ્રશેખરવિજયજી

| | | |
|---|---|---|
| ૧ | સાધનાની પગદંડીએ | ૨–૦૦ |
| ૨ | શરણાગતિ | ૨–૦૦ |
| ૩ | વિરાગની મસ્તી | ૨–૦૦ |
| ૪ | ઊંડા અંધારેથી | ૨–૦૦ |
| ૫ | ગુરૂમાતા | ૨–૦૦ |
| ૬ | જૈન દર્શનમાં કર્મવાદ | ૧–૫૦ |
| ૭ | કાનજીભાઇ મતપ્રતિકાર | ૩–૦૦ |
| ૮ | ત્રિભુવનપ્રકાશ મહાવીરદેવ [અનન્તનાં પાત્રો] | ૪–૦૦ |
| ૯ | જાગતા રે'જો | ૬–૦૦ |
| ૧૦ | બ્રહ્મચર્ય | ૨–૦૦ |
| ૧૧ | રામાયણના પ્રેરક પ્રસંગો | ૪–૦૦ |
| ૧૨ | ચાર પુરુષાર્થ | ૨–૦૦ |
| ૧૩ | સિંહનાદ | ૩–૦૦ |
| ૧૪ | સ્વરાજનું લોખંડી ચોકઠું | ૩–૦૦ |
| ૧૫ | આપણે ફેર વિચારીએ | ૫–૦૦ |
| ૧૬ | ત્રિલોકગુરુ મહાવીરદેવ (ગુજરાતી) | ૧–૦૦ |
| ૧૭ | ત્રિલોકગુરુ મહાવીરદેવ ( હિન્દી ) | ૧–૦૦ |
| ૧૮ | ત્રિલોકગુરુ મહાવીરદેવ ( અંગ્રેજી ) | ૧–૦૦ |
| ૧૯ | ચેત, મચ્છંદર! ગોરખ આયા | ૮–૦૦ |
| ૨૦ | સળગતી સમસ્યાઓ | ૩–૦૦ |
| ૨૧ | આત્મા | ૨–૦૦ |
| ૨૨ | જાંબૂવાલા ગ્રન્થમાળા સેટ ૧૯૭૧ | ૨–૫૦ |
| ૨૩ | જાંબૂવાલા ગ્રન્થમાળા સેટ ૧૯૭૨ | ૨–૫૦ |
| ૨૪ | જાંબૂવાલા ગ્રન્થમાળા સેટ ૧૯૭૩ | ૨–૫૦ |
| ૨૫ | જાંબૂવાલા ગ્રન્થમાળા સેટ ૧૯૭૪ | ૨–૫૦ |
| ૨૬ | જાંબૂવાલા ગ્રન્થમાળા સેટ ૧૯૭૧ [હિન્દીમાં] | ૨–૫૦ |
| ૨૭ | વીરસૈનિક [ગુજરાતી] | ૦–૫૦ |
| ૨૮ | વીરસૈનિક [ હિન્દી ] | ૧–૫૦ |
| ૨૯ | જીવનઘડતર વાંચનમાળા સેટ બીજો (૧૦ પોકેટ બુકસ) | ૩–૦૦ |
| ૩૦ | મુક્તિદૂત ફા. વર્ષ ૩,૪,૫,૬ દરેકનું મૂલ્ય | ૫–૦૦ |
| ૩૧ | જિનશાસનરક્ષા | ૨–૦૦ |

- એકી સાથે સો રૂપીયાના પુસ્તકો ખરીદનાર કોઈ પણ વ્યક્તિને ૨૫ ટકા કમીશન માંગશે તો આપવામાં આવશે.
- રૂ. ૫૦૧ નું દાન કરીને ભાવી તમામ પુસ્તકો ઘેર બેઠાં ભેટ મેળવો.
- રૂ. ૧૦૦૧ નું દાન કરીને ભૂત–ભાવી પ્રાપ્ય તમામ પુસ્તકો ઘેર બેઠાં ભેટ મેળવો.

# "જિનશાસનરક્ષા"

શાસનરક્ષાના કાર્યોમાં જો તમે ફાળો આપવા ઇચ્છતા હો તો :-

૧. આર્થિક બાબતમાં તમારી વધુમાં વધુ ઉદારતા દાખવીને શાસનરક્ષાના કાર્યોમાં સંપત્તિ અર્પણ કરો.

૨. તેજસ્વી સંતતિ શાસનરક્ષકોના ચરણે ધરો.

૩. છેવટે...શાસનરક્ષાના કાર્યોમાં હાર્દિક સંમતિ તો આપો જ.

પણ સબૂર...

યાદ રાખજો કે સ્વરક્ષા વિના શાસનરક્ષા શકય નથી. આપણા તરણતારણહાર ભગવાન જિનેશ્વરદેવોની આજ્ઞાઓનું વધુમાં વધુ પાલન જીવનમાં અને કુટુંબીજનોમાં કર્યા વિના સ્વરક્ષા સંભવિત પણ નથી.

માટે જ....

ઘરઘરમાં જ્યોત જલાવો : શાસનરક્ષા-દીપની;
દિલ દિલમાં ખુમારી પ્રગટાવો : શાસનરક્ષા કાજે મરી ફીટવાની.